દુનિયાના કામદારો, એક થાઓ!

12

# વ્લા. ઇ. લેનિન

# કાર્લ માર્ક્સ અને તેમના સિદ્ધાંતો



પ્રગતિ પ્રકાશન
મોસ્કો, ૧૯૮૧

અનુવાદ — અતુલ સવાણી

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)



સોવિયેત સંઘમાં મુદ્રિત

$\text{Л}\frac{10102-304}{016(01)-80}$ 747—81 0101020000

## અનુક્રમણિકા

# કાર્લ માર્ક્સ

કાર્લ માર્ક્સનો જન્મ ૧૮૧૮માં નવા કેલેન્ડર મુજબ મે માસની ૫મી તારીખે ટ્રીર નગરમાં (રાઈનિશ પ્રશિયા) થયો હતો. તેમના વકીલ પિતા જાતે યહૂદી હતા, પરંતુ તેમણે ૧૮૨૪માં પ્રોટેસ્ટંટ ધર્મ અંગીકાર કર્યો હતો. પરિવાર સમૃદ્ધ અને સંસ્કારી હતો પરંતુ ક્રાંતિકારી નહોતો. ટ્રીરમાં માધ્યમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી માર્ક્સે પહેલાં બોનમાં અને પછી બર્લિનમાં વિશ્વવિદ્યાલયોમાં શિક્ષણ મેળવ્યું, ત્યાં તેમણે કાયદાનો અભ્યાસ કર્યો, પરંતુ વધારે તો ઇતિહાસ તથા તત્ત્વજ્ઞાનનો વિશેષ અભ્યાસ કર્યો. ૧૮૪૧માં એપિક્યૂરસની ફિલસૂફી વિશે મહાનિબંધ પેશ કરીને તેમણે વિશ્વવિદ્યાલયનો અભ્યાસક્રમ પૂરો કર્યો. એ વખતે માર્ક્સ હેગેલવાદી આદર્શવાદી વિચારો ધરાવતા હતા, અને બર્લિનમાં હેગેલની ફિલસૂફીમાંથી નિરીશ્વરવાદી અને ક્રાંતિકારી નિષ્કર્ષો તારવવાના પ્રયત્નો કરનારા "ઉદ્દામ હેગેલવાદીઓ"ના (બ્રુનો બાઉએર અને બીજા) વર્તુળ સાથે જોડાયેલા હતા.

અભ્યાસ પૂરો કરીને માર્ક્સ પ્રોફેસર બનવાની આશાએ બોન ગયા. પરંતુ, ૧૮૩૨માં લુડવિગ ફાયરબાખને તેમના વિભાગના અધ્યક્ષપદેથી હઠાવી દેનાર, ૧૮૩૬માં વિશ્વવિદ્યાલયમાં પાછા આવવાની છૂટ આપવાનો ઈનકાર કરનાર, અને ૧૮૪૧માં યુવાન પ્રોફેસર બ્રુનો બાઉએરને બોનમાં વ્યાખ્યાનો કરવાની મનાઈ ફરમાવનાર સરકારની પ્રત્યાઘાતી નીતિને કારણે માર્ક્સને વિદ્યાવિષયક ભવિષ્ય ઘડવાનો વિચાર પડતો મૂકવો પડયો. જર્મનીમાં એ વખતે ઉદ્દામ હેગેલવાદી વિચારો ઝડપી પ્રગતિ કરી રહ્યા હતા. લુડવિગ ફાયરબાખ એ વખતે, અને ખાસ કરીને ૧૮૩૬થી, ઈશ્વરવાદની ટીકા કરવા તથા ભૌતિકવાદ તરફ વળવા લાગ્યો અને ૧૮૪૧માં ભૌતિકવાદી વિચારોએ તેની ફિલસૂફીમાં વર્ચસ્વ પ્રાપ્ત કરી લીધું ('ખ્રિસ્તીધર્મનું સારતત્ત્વ'). ૧૮૪૩માં તેમનું 'ભવિષ્યના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો' નામે પુસ્તક પ્રકટ થયું. આગળ જતાં ફાયરબાખની એ કૃતિઓ વિશે લખતાં એંગેલ્સે કહ્યું છે: એ પુસ્તકોના "મુક્તિદાયી અનુભવને

તો કોઈ જાતે અનુભવી લીધા પછી જ સમજે. અમે (અર્થાત્ માર્ક્સ સહિત ઉદ્દામ હેગેલવાદીઓ) બધા તરત જ ફ્રાયરબાખપંથીઓ બની ગયા. એ વખતે ઉદ્દામ હેગેલવાદીઓના સંપર્કમાં રહેતા રાઇનલૅંડના કેટલાક ઉદ્દામ મૂડીવાદીઓએ કોલોનમાં 'રાઈનિશે ત્સાઇતુંગ' નામે વિરોધી અખબાર શરૂ કર્યું (પ્રથમ અંક ૧૮૪૨ના જાન્યુઆરીની પહેલી તારીખે પ્રકાશિત થયો). માર્ક્સ તથા બ્રુનો બાઉએરને મુખ્ય લેખકો તરીકે લખવાનું આમંત્રણ આપવામાં આવ્યું, અને ૧૮૪૨ના ઑક્ટોબરમાં માર્ક્સ એ અખબારના મુખ્ય તંત્રી બનીને બોનથી કોલોન રહેવા ગયા. માર્ક્સના તંત્રીપદ હેઠળ અખબારનું ક્રાંતિકારી-લોકશાહીવાદી વલણ વધારે ને વધારે સ્પષ્ટ રીતે વ્યક્ત થતું ગયું. તેના પરિણામે સરકારે અખબારની ઉપર પહેલાં તો બેવડી અને ત્રેવડી સેન્સરશિપ લાદી, અને પછી ૧૮૪૩ના જાન્યુઆરીની પહેલી તારીખે તેને તદ્દન દબાવી દેવાનું નક્કી કર્યું. માર્ક્સને એ તારીખ પહેલાં તંત્રીપદનું રાજીનામું આપવું પડ્યું, પરંતુ તેમનું રાજીનામું અખબારને બચાવી ન શક્યું અને તેનું પ્રકાશન ૧૮૪૩ના માર્ચમાં સ્થગિત થઈ ગયું. એંગેલ્સે નોંધ કરી છે કે 'રાઈનિશે ત્સાઇતુંગ'માં માર્ક્સે લખેલા મુખ્ય લેખોમાં નીચે નિર્દેશિત લેખો (જુઓ પુસ્તકોની યાદી [1]) ઉપરાંત મોઝેલ ખીણમાં [2] અંગૂરની બગીચીઓમાં કામ કરતા કિસાનોની હાલત વિશે એક લેખ હતો. પોતાની પત્રકારત્વની પ્રવૃત્તિથી માર્ક્સને પ્રતીતિ થઈ ગઈ કે પોતે અર્થશાસ્ત્રથી પૂરી રીતે પરિચિત નથી, એટલે તેમણે ખંતથી તેનો અભ્યાસ શરૂ કરી દીધો.

માર્ક્સનું સગપણ વિદ્યાર્થીજીવન દરમિયાન જ બાલસખી જેની ફોન વેસ્ટફાલેન જોડે થઈ ગયેલું, અને ૧૮૪૩માં ક્રેઇત્સનાખ ખાતે તેમનાં લગ્ન થયાં. તેમની પત્ની પ્રશિયન ઉમરાવ વર્ગના એક પ્રત્યાઘાતી કુટુંબની કન્યા હતી, અને તેનો મોટો ભાઈ ૧૮૫૦થી ૧૮૫૮ સુધીના અધિકતમ પ્રત્યાઘાતી સમય દરમિયાન પ્રશિયાનો ગૃહપ્રધાન હતો. આર્નોલ્ડ રૂગે (૧૮૦૨-૮૦, ઉદ્દામ હેગેલવાદી; ૧૮૨૫-૩૦ દરમિયાન કારાવાસમાં; ૧૮૪૮ પછી રાજદ્વારી દેશવટો, અને ૧૮૬૬-૭૦ પછી બિસ્માર્કવાદી) જોડે મળીને પરદેશમાં એક ક્રાંતિવાદી સામયિક પ્રકાશિત કરવા માટે માર્ક્સ ૧૮૪૩ની શરદમાં પેરિસ ગયા. 'દોઈત્શ-ફ્રાંત્સોઝિશે યારબ્યૂખેર' નામના એ સામયિકનો ફક્ત એક જ અંક પ્રકાશિત થયો, તેની જર્મનીમાં ગુપ્ત રીતે વહેંચણી કરવાની મુશ્કેલીને લીધે અને રૂગે સાથેના મતભેદને કારણે ત્યાર પછી પ્રકાશન બંધ કરવામાં આવ્યું. એ સામયિકમાં પ્રકાશિત માર્ક્સના લેખોએ બતાવી આપ્યું કે તે ક્રાંતિકારી બની ચૂક્યા હતા અને "અસ્તિત્વ ધરાવતી

દરેક વસ્તુની વેધક ટીકા"ની, તથા ખાસ કરીને "હથિયાર દ્વારા ટીકા"ની,[3] હિમાયત કરતા હતા અને **આમ જનતાને** તેમ જ **સર્વહારા વર્ગને** હાકલ કરતા હતા.

૧૮૪૪ના સપ્ટેંબરમાં એંગેલ્સ થોડા દિવસ માટે પેરિસ આવ્યા અને ત્યારથી માર્ક્સના નિકટતમ મિત્ર બની ગયા. પેરિસમાં ક્રાંતિકારીઓના એ વખતના પ્રવૃત્તિમય જીવનમાં (એ વખતે પ્રુધોંનો[4] મત વિશેષ રૂપે મહત્ત્વ ધરાવતો હતો, અને માર્ક્સે ૧૮૪૭માં પોતાની કૃતિ 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા'માં તેના ભુક્કા ઉડાવી દીધા) તેમણે બન્નેએ અધિકતમ સક્રિય ભાગ લીધો, અને નિમ્ન-મૂડીવાદી સમાજવાદના વિવિધ મતોની વિરુદ્ધ જોશીલો સંઘર્ષ ચલાવીને ક્રાંતિકારી **સર્વહારા વર્ગીય સમાજવાદનો**, અથવા સામ્યવાદનો, સિદ્ધાંત તેમ જ કાર્યનીતિ (માર્ક્સવાદ) ઘડી કાઢ્યાં. એ સમયની, ૧૮૪૪-૪૮ની, માર્ક્સની કૃતિઓ માટે પુસ્તકોની યાદી* જુઓ. પ્રશિયન સરકારની દબાણને કારણે માર્ક્સને ભયજનક ક્રાંતિકારી તરીકે ૧૮૪૫માં પેરિસમાંથી હદપાર કરવામાં આવ્યા. તે બ્રસેલ્સ ગયા. ૧૮૪૭ની વસંતમાં માર્ક્સ અને એંગેલ્સ 'કોમ્યુનિસ્ટ લીગ' નામના એક ગુપ્ત પ્રચાર મંડળમાં જોડાયા; લીગની બીજી કૉંગ્રેસમાં (લંડન, નવેંબર, ૧૮૪૭) તેમણે આગળ પડતો ભાગ લીધો અને કૉંગ્રેસના આદેશ અનુસાર પ્રખ્યાત 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ની રચના કરી, જે ૧૮૪૮ના ફેબ્રુઆરીમાં પ્રકાશિત થયું. એ કૃતિમાં પ્રતિભામય તેજસ્વિતા અને સ્પષ્ટતાથી નવા વિશ્વ દૃષ્ટિકોણની, સુસંગત ભૌતિકવાદની, રૂપરેખા દોરવામાં આવી છે જે સામાજિક જીવનના ક્ષેત્રને, વિકાસના અધિકતમ પરિપૂર્ણ તથા ગહનગંભીર સિદ્ધાંતના રૂપમાં દ્વંદ્વવાદને, વર્ગસંઘર્ષના સિદ્ધાંતને, અને નવા સામ્યવાદી સમાજના સર્જક સર્વહારા વર્ગની વિશ્વ-ઐતિહાસિક ક્રાંતિકારી ભૂમિકાને પણ આવરી લે છે.

૧૮૪૮ના ફેબ્રુઆરીની ક્રાંતિ[5] ફાટી નીકળતાં માર્ક્સને બેલ્જિયમમાંથી હદપાર કરવામાં આવ્યા. તે પેરિસ પાછા ગયા અને ત્યાંથી માર્ચની ક્રાંતિ[6] બાદ જર્મનીમાં કોલોન પહોંચ્યા, જ્યાં ૧૮૪૮ના જૂનની પહેલી તારીખથી ૧૮૪૯ના મેની ૧૯મી તારીખ સુધી 'નોયે રાઇનિશે ત્સાઇતુંગ' પત્ર માર્ક્સના મુખ્ય તંત્રીપદ હેઠળ પ્રકાશિત થતું રહ્યું. નવા સિદ્ધાંતનું ઉત્તમ પ્રતિપાદન જેવી રીતે આગળ જતાં દુનિયાના બધા દેશોનાં સઘળાં સર્વહારા તથા લોકશાહીવાદી

---

*ટિપ્પણી નંબર ૧.—સં.

આંદોલનોથી થયું છે, એવી જ રીતે એ વખતે પણ ૧૮૪૮-૪૯ની ક્રાંતિકારી ઘટનાઓના ક્રમથી થયું. વિજયી પ્રતિક્રાંતિકારીઓએ પહેલાં તો અદાલતમાં માર્ક્સની વિરુદ્ધ કામ ચલાવ્યું (૧૮૪૯ના ફેબ્રુઆરીની નવમી તારીખે તેમને નિર્દોષ જાહેર કરીને મુક્ત કરવામાં આવ્યા), અને પછી તેમને જર્મનીમાંથી હદપાર કરી દીધા (૧૬ મે, ૧૮૪૯). પહેલાં માર્ક્સ પેરિસ ગયા, ૧૮૪૯ની ૧૩મી જૂનના નિદર્શન[7] બાદ તેમને ફરી વાર ત્યાંથી હદપાર કરવામાં આવ્યા; પછી લંડન ગયા અને અંત સુધી ત્યાં જ રહ્યા.

માર્ક્સ અને એંગેલ્સ વચ્ચેનો પત્રવ્યવહાર (૧૯૧૩માં પ્રકાશિત[8]) સ્પષ્ટ બતાવે છે તેમ, રાજદ્વારી વિદેશવાસી તરીકેનું તેમનું જીવન ખૂબ જ મુશ્કેલ હતું. માર્ક્સ અને તેમનો પરિવાર ગરીબીના ભારે બોજા તળે દબાયેલા રહેતા, અને એંગેલ્સની સતત તથા નિઃસ્વાર્થ આર્થિક સહાય ન મળતી હોત તો માર્ક્સ 'મૂડી'નું લેખન પૂરું ન કરી શક્યા હોત એટલું જ નહિ, નિરંતર ગરીબીની દશાએ તેમને અનિવાર્ય રીતે કચડી જ નાખ્યા હોત. એ ઉપરાંત, નિમ્ન-મૂડીવાદી તથા સામાન્ય રૂપે બિનસર્વહારા વર્ગીય સમાજવાદના પ્રવર્તિત મતો તથા વહેણોએ માર્ક્સને અવિરત કટ્ટર સંઘર્ષ લડવાની તથા ક્યારેક તો જંગલી તેમ જ દાનવી વૈયક્તિક હુમલાઓને ('મિસ્ટર ફોગ્ટ'[9]) મારી હઠાવવાની ફરજ પાડી. રાજદ્વારી વિદેશવાસીઓનાં વર્તુળોથી અળગા રહેતા માર્ક્સે પોતાના ભૌતિકવાદી સિદ્ધાંતને સંખ્યાબંધ ઐતિહાસિક કૃતિઓમાં (પુસ્તકોની યાદી*), મુખ્યત્વે રાજકીય અર્થશાસ્ત્રના ઊંડા અભ્યાસ દ્વારા, વિકસાવ્યો. તેમની કૃતિઓ 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો' (૧૮૫૯) અને 'મૂડી'માં (ગ્રંથ પહેલો, ૧૮૬૭) તેમણે એ વિજ્ઞાનને ક્રાંતિકારી સ્વરૂપ આપ્યું (જુઓ નીચે માર્ક્સના **સિદ્ધાંતો**).

ઓગણીસમી સદીના છઠ્ઠા દાયકાનાં અંતિમ વર્ષોમાં અને સાતમા દાયકામાં ફરી સક્રિય બનેલાં લોકશાહીવાદી આંદોલનો માર્ક્સને પાછા અમલી પ્રવૃત્તિમાં લઈ આવ્યાં. ૧૮૬૪માં (૨૮ સપ્ટેંબર) 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'ની —પ્રસિદ્ધ પ્રથમ ઇન્ટરનૅશનલની— લંડનમાં સ્થાપના થઈ. માર્ક્સ એ સંસ્થાના હાર્દ સમા હતા, અને તેના પ્રથમ 'સંબોધન'[10]ના તેમ જ ઢગલાબંધ ઠરાવો, ઘોષણાઓ, તથા જાહેરનામાઓના સર્જક હતા. જુદા જુદા દેશોનાં કામદાર આંદોલનોની એકતા સાધવાના કાર્યમાં, બિનસર્વહારા વર્ગીય તથા માર્ક્સવાદ

---

* ટિપ્પણી નંબર ૧—સં.

પૂર્વેના સમાજવાદનાં વિવિધ રૂપોને (માઝિની, પ્રુધોં, બાકૂનિન, બ્રિટનનો ઉદારમતવાદી કામદાર સંગઠનવાદ, જર્મનીમાં લાસાલપંથીઓનું મવાળતા તરફ ઢળતું ઢચુપચુપણું, ઈત્યાદિ) સંયુક્ત પ્રવૃત્તિમાં વાળવાની કોશિશોમાં, અને એ બધા પંથો તથા વૈચારિક વહેણોનો સામનો કરવામાં, માર્ક્સે જુદા જુદા દેશોમાં કામદાર વર્ગના સર્વહારા વર્ગીય સંઘર્ષ માટે એકરૂપ કાર્યનીતિ ઘડી કાઢી. માર્ક્સે જેનું ગહનગંભીર, તદ્દન સ્પષ્ટ, જ્વલંત, **અસરકારક** અને ક્રાંતિકારી પૃથક્કરણ આપ્યું છે ('ફ્રાંસમાં આંતરવિગ્રહ', ૧૮૭૧) એ પેરિસ કોમ્યુનની[11] (૧૮૭૧) પડતી પછી અને ઈન્ટરનેશનલમાં બાકૂનિનપંથીઓએ[12] પાડેલી ફાટફૂટ પછી, યુરોપમાં ઈન્ટરનેશનલ સંસ્થાનું અસ્તિત્વ અશક્ય બની ગયું. ઈન્ટરનેશનલની હેગ કૉંગ્રેસ (૧૮૭૨) પછી માર્ક્સે તેની સામાન્ય પરિષદને ન્યૂ યૉર્ક ફેરવી નાખી. પ્રથમ ઈન્ટરનેશનલે પોતાની ઐતિહાસિક ભૂમિકા ભજવી લીધી હતી એટલે હવે તેણે ખસી જઈને દુનિયાના બધા દેશોમાં કામદાર આંદોલનના ઘણા વધારે વિકાસના યુગનો માર્ગ મોકળો કરી દીધો, એવા યુગનો માર્ગ મોકળો કરી દીધો કે જેમાં આંદોલનની **વ્યાપકતામાં** વૃદ્ધિ થઈ અને અલગ અલગ રાષ્ટ્રીય રાજ્યોમાં **બહોળા** સમાજવાદી કામદાર વર્ગની પાર્ટીઓની સ્થાપના થઈ.

ઈન્ટરનેશનલમાં ખૂબ મહેનતભર્યા કામને પરિણામે અને તેમના એથીયે વધારે મહેનતભરી સૈદ્ધાંતિક જહેમતોને પરિણામે માર્ક્સનું સ્વાસ્થ્ય નબળું પડ્યું હતું. રાજકીય અર્થશાસ્ત્રને નવો ઘાટ આપવાનું અને '**મૂડી**' પુસ્તક લખવાનું કામ તેમણે જારી રાખ્યું, અને તેને માટે જથ્થાબંધ નવી સામગ્રી એકઠી કરી તથા ઘણીબધી ભાષાઓ (દા.ત. રશિયન) શીખી લીધી. પરંતુ નબળા સ્વાસ્થ્યને લીધે '**મૂડી**'નું લેખન પૂરું ન થયું.

૧૮૮૧ના ડિસેંબરની બીજી તારીખે તેમની પત્નીનું અવસાન થયું, અને ૧૮૮૩ના માર્ચની ૧૪મી તારીખે માર્ક્સે આરામખુરશીમાં બેઠા બેઠા જ શાંતિથી આ સંસારમાંથી વિદાય લઈ લીધી. તે લંડનના હાઈગેટ કબ્રસ્તાનમાં પોતાની પત્નીની બાજુમાં જ ચીર નિદ્રામાં પોઢ્યા છે. માર્ક્સનાં બાળકોમાંથી કેટલાંક તો, માર્ક્સનો પરિવાર લંડનમાં બેહદ કંગાલ હાલતમાં રહેતો હતો ત્યારે, બાળપણમાં જ મૃત્યુ પામ્યાં હતાં. ત્રણ પુત્રીઓ અંગ્રેજ અને ફ્રેંચ સમાજવાદીઓ સાથે પરણી: એલિનોર એવેલિંગ, લાઉરા લાફાર્ગ, અને જેની લોંગે. જેની લોંગેનો પુત્ર ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો સભ્ય છે.

## માર્ક્સના સિદ્ધાંતો

માર્ક્સવાદ એટલે માર્ક્સના વિચારો તથા સિદ્ધાંતોની પદ્ધતિ. માર્ક્સ પ્રતિભાશાળી વિભૂતિ હતા. માનવજગતના ત્રણ વધારેમાં વધારે ઉન્નત દેશો તરફથી પ્રતિનિધિત્વ પામતા ઓગણીસમી સદીના ત્રણ મુખ્ય વૈચારિક પ્રવાહોને તેમણે ચાલુ રાખ્યા તથા પરિસમાપ્ત કર્યા: ક્લાસિકલ જર્મન ફિલસૂફી, ક્લાસિકલ અંગ્રેજ રાજકીય અર્થશાસ્ત્ર, અને સામાન્ય રૂપે બધી ફ્રેંચ ક્રાંતિકારી વિચાર-ધારાઓ સાથે સંકળાયેલો ફ્રેંચ સમાજવાદ. જેને તેમના વિરોધીઓ પણ માને છે, અને જેની સમગ્રતા દુનિયાના બધા સભ્ય દેશોમાં કામદાર વર્ગના આંદોલનના સિદ્ધાંત અને કાર્યક્રમ તરીકે આધુનિક ભૌતિકવાદ અને આધુનિક વૈજ્ઞાનિક સમાજવાદ બની રહે છે, એવી માર્ક્સના વિચારોની નોંધનીય સુસંગતતા તથા પરિપૂર્ણતા, અમારે માટે કર્તવ્ય નિર્ધારિત કરે છે કે માર્ક્સવાદના મુખ્ય અંતરાર્થનું, અર્થાત્ માર્ક્સના આર્થિક મતનું, વિવરણ આપતાં પહેલાં અમે તેમના વિશ્વ-દૃષ્ટિકોણના સમગ્ર સ્વરૂપની સંક્ષિપ્ત રૂપરેખા રજૂ કરીએ.

### દાર્શનિક ભૌતિકવાદ

માર્ક્સના વિચારોનું ઘડતર ૧૮૪૪-૪૫ દરમિયાન થયું ત્યારથી માર્ક્સ ભૌતિકવાદી હતા, અને ખાસ કરીને લુડવિગ ફાયરબાખના અનુયાયી હતા. તેમને ફાયરબાખના નબળા મુદ્દાઓનો ખ્યાલ તો આગળ જતાં પોતાના ભૌતિકવાદની અપૂરતી સુસંગતતા તથા અપૂરતી સર્વાંગીણતા જોઈને જ આવેલો. માર્ક્સની દૃષ્ટિમાં ફાયરબાખનું "યુગ બની ગયેલું" ઐતિહાસિક મહત્ત્વ એ વાતમાં હતું કે તેણે હેગેલના આદર્શવાદનો ચોક્કસ રૂપમાં ત્યાગ કરી દીધો અને ભૌતિકવાદની ઘોષણા કરી, જે "અઢારમી સદીમાં જ, ખાસ કરીને ફ્રેંચ ભૌતિકવાદ, એ વખતે અસ્તિત્વ ધરાવતી રાજકીય પ્રણાલીઓની અને... ધર્મની તથા ઈશ્વરવાદની વિરુદ્ધ સંઘર્ષ બની ચૂક્યો હતો એટલું જ નહિ પરંતુ... સમગ્ર આધિભૌતિકવાદની" ("વિચારપ્રધાન ફિલસૂફીથી ભિન્ન એવા નશીલા તર્કવિલાસ"ના અર્થમાં) "વિરુદ્ધ સંઘર્ષ પણ બની ચૂક્યો છે" ('લિતેરારિશેર નાખલાસ'માં 'પવિત્ર પરિવાર'). માર્ક્સે લખ્યું છે કે "હેગેલની દૃષ્ટિમાં વિચારની પ્રક્રિયા જ, જેને તે 'વિચાર'ના નામ હેઠળ સ્વતંત્ર વિષયમાં પણ રૂપાંતરિત કરી દે છે, સાચા વિશ્વના સ્રષ્ટાને (સર્જક, નિર્માતા) સ્થાને છે... એથી ઊલટું, મારી દૃષ્ટિમાં આદર્શ તો માનવીય ચિત્ત દ્વારા પ્રતિબિંબિત

અને વિચારનાં રૂપોમાં પરિવર્તિત ભૌતિક વિશ્વ સિવાય બીજું કશું જ નથી" ('મૂડી', ગ્રંથ પહેલો, બીજી આવૃત્તિમાં અનુકથન). માર્ક્સની આ ભૌતિકવાદી ફિલસૂફીની અનુરૂપતામાં અને તેનું વિવરણ કરતાં, ફ્રેડરિક એંગેલ્સે 'ડ્યૂહરિંગ ખંડન' (એ કૃતિને માર્ક્સે હસ્તપ્રતની કક્ષાએ વાંચી હતી) નામની પોતાની કૃતિમાં લખ્યું છે: "વિશ્વની એકતા તેના હયાત હોવામાં સમાયેલી નથી... વિશ્વની સાચી એકતા તેની ભૌતિકતામાં સમાયેલી છે, અને એ વાત... તત્ત્વજ્ઞાન તથા પ્રાકૃતિક વિજ્ઞાનના લાંબા અને કઠિન વિકાસ દ્વારા સાબિત થઈ ગઈ છે..." "ભૌતિક તત્ત્વના અસ્તિત્વની રીત ગતિ છે. ક્યાંય કદી પણ ભૌતિક તત્ત્વ ગતિ વિના અસ્તિત્વમાં રહ્યું નથી, કે ભૌતિક તત્ત્વ વિના ગતિ અસ્તિત્વમાં રહી નથી, અને એમ બની શકે પણ નહિ... પરંતુ જો... સવાલ ઉઠાવવામાં આવે કે વિચાર અને ચેતના સાચેસાચ શું છે, અને ક્યાંથી ઉદ્‌ભવે છે, તો સ્પષ્ટ થઈ જાય છે કે તેઓ માનવીય મગજની ઉત્પત્તિઓ છે, અને માનવી પોતે પ્રકૃતિની ઉત્પત્તિ છે, જે તેમાં જ અને તેના વાતાવરણની સાથે જ વિકસિત થઈ છે; એટલે, એ વાત સ્વસિદ્ધ છે કે માનવીય મગજની ઉત્પત્તિઓ આખરી પૃથક્કરણમાં પ્રકૃતિની પણ ઉત્પત્તિઓ હોઈને, બાકીની પ્રકૃતિના આંતર્‌સંબંધોની વિરોધી નથી પણ તેની સાથે અનુરૂપતા ધરાવે છે." "હેગેલ આદર્શવાદી હતો, એટલે કે તેની દૃષ્ટિમાં તેના ચિત્તની ભીતરના વિચારોમાં વાસ્તવિક પદાર્થો તથા પ્રક્રિયાઓની વધતે ઓછે અંશે અમૂર્ત પ્રતિમાઓ (મૂળમાં "આબ્બીલ્દેર"—પરાવર્તનો; એંગેલ્સ ક્યારેક "છાપ"નો ઉલ્લેખ કરે છે) અંકિત નહોતી પરંતુ, એથી ઊલટું, પદાર્થો અને તેનો વિકાસ તો વિશ્વ અસ્તિત્વમાં આવ્યું તે પહેલાં[13] ક્યાંક ને ક્યાંક અસ્તિત્વ ધરાવતા 'વિચારે' વાસ્તવિક બનાવી દીધેલી પ્રતિમાઓને અંકિત કરતા હતા." ફ્રાયરબાખની ફિલસૂફી વિશે એંગેલ્સ અને માર્ક્સના વિચારોનું વિવરણ રજૂ કરતી, અને ૧૮૪૪-૪૫માં માર્ક્સે અને એંગેલ્સે મળીને હેગેલ, ફ્રાયરબાખ, તથા ઇતિહાસની ભૌતિકવાદી વિભાવના વિશે લખેલી હસ્તપ્રત ફરી વાંચી લીધા પછી મુદ્રણ માટે મોકલવામાં આવેલી 'લુડવિગ ફ્રાયરબાખ' નામની કૃતિમાં એંગેલ્સે લખ્યું છે: "સમગ્ર ફિલસૂફીનો, ખાસ કરીને વધારે તાજેતરની ફિલસૂફીનો, મોટો પાયાનો સવાલ ચિંતન અને અસ્તિત્વના સંબંધનો છે... ચૈતન્ય અને પ્રકૃતિ... પ્રથમ સ્થાન કોનું, ચૈતન્યનું કે પ્રકૃતિનું... આ સવાલના તત્ત્વજ્ઞાનીઓએ આપેલા જવાબોથી તેઓ બે મોટી છાવણીઓમાં વહેંચાઈ ગયા. જેમણે નિશ્ચયપૂર્વક પ્રકૃતિ કરતાં ચૈતન્યના પ્રથમ સ્થાનનો

પક્ષ લીધો અને એ રીતે એક યા બીજા રૂપમાં વિશ્વ-સર્જનનું અનુમાન અપનાવ્યું... તેઓ આદર્શવાદની છાવણીમાં રહ્યા. પ્રકૃતિને પ્રથમ સ્થાને ગણાવનારા બાકીનાઓએ ભૌતિકવાદના વિવિધ પંથો અપનાવ્યા." આદર્શવાદ અને ભૌતિકવાદની વિભાવનાઓનો બીજો કોઈ પણ (દાર્શનિક) પ્રયોગ કેવળ સંભ્રમ તરફ જ લઈ જાય છે. માર્ક્સે ફક્ત આદર્શવાદનો જ નહિ — જે એક યા બીજી રીતે હંમેશાં ધર્મ સાથે સંકળાયેલો હોય છે — પરંતુ આપણા સમયમાં વિશેષ રૂપે વ્યાપક હ્યુમ તથા કાંટના વિચારોનો પણ, પોતપોતાનાં વિવિધ રૂપોમાં અજ્ઞેયતાવાદ, મીમાંસાવાદ, અને પ્રત્યક્ષવાદનો પણ, નિશ્ચયાત્મક અસ્વીકાર કર્યો; એ ફિલસૂફીને તેમણે આદર્શવાદને આપવામાં આવેલી "પ્રત્યાઘાતી" છૂટ ગણી, અને બહુ બહુ તો "આખી દુનિયા સમક્ષ ભૌતિકવાદના અસ્વીકારનો ઢંઢેરો પીટતાં પીટતાં છાનીછપની રીતે ભૌતિકવાદનો સ્વીકાર કરવાની શરમજનક રીત"[14] ગણી. આ સવાલ વિશે, એંગેલ્સ અને માર્ક્સની ઉપરોક્ત કૃતિઓ ઉપરાંત, માર્ક્સે ૧૮૬૬ના ડિસેંબરની ૧૨મી તારીખે એંગેલ્સને લખેલો પત્ર પણ જુઓ. તેમાં માર્ક્સે તટસ્થતાવાદી થોમસ હક્સલીની નિત્ય કરતાં "અધિક ભૌતિકવાદી" ઉક્તિનો, અને "જ્યાં સુધી આપણે વસ્તુગત નિરીક્ષણ કરીએ અને વિચારીએ ત્યાં સુધી ભૌતિકવાદથી બચી રહેવાનું કોઈ રીતે શક્ય નથી" એવી સ્વીકૃતિનો, ઉલ્લેખ કરીને, અજ્ઞેયતાવાદ માટે, હ્યુમવાદ માટે, "બાકોરું" ખુલ્લું રાખવા બદલ તેની ઝાટકણી કાઢી છે. આઝાદી અને જરૂરિયાત વચ્ચેના સંબંધ વિશે માર્ક્સના મંતવ્યની નોંધ લેવાનું વિશેષ રૂપે મહત્ત્વનું છે: "જરૂરિયાતની સ્વીકૃતિ એ આઝાદી. જરૂરિયાતને સમજવામાં નથી આવતી એટલી હદ સુધી જ જરૂરિયાત આંધળી છે" ('ડ્યૂહરિંગ ખંડન'માં એંગેલ્સ). આનો અર્થ છે પ્રકૃતિના વસ્તુગત નિયમોના સિદ્ધાંતની અને જરૂરિયાતના આઝાદીમાં દ્વંદ્વાત્મક રૂપાંતરની (અજ્ઞાત પરંતુ જ્ઞેય "પરમતત્ત્વ"ના "આપણે-કાજે-તત્ત્વ"માં, "તત્ત્વોના સત્ત્વ"ના "દૃશ્ય પદાર્થો"માં, રૂપાંતરના જેવી જ રીતે) સ્વીકૃતિ. માર્ક્સ અને એંગેલ્સ માનતા હતા કે ફાયરબાખના ભૌતિકવાદ સહિત (અને એથીયે વધારે બ્યુખનેર, ફોગ્ટ તથા મોલેશોટના "અણઘડ" ભૌતિકવાદ સહિત) "જૂના" ભૌતિકવાદમાં નીચેની મુખ્ય ખામીઓ હતી: (૧) એ ભૌતિકવાદ "મોટે ભાગે યંત્રવત્" હતો અને તેમાં રસાયણ વિજ્ઞાન તથા જીવવિજ્ઞાનની (આજે આટલું ઉમેરવું જરૂરી થશે: અને પદાર્થના વૈજિક સિદ્ધાંતને લગતી) નવીનતમ ઘટનાઓને ધ્યાનમાં નહોતી લેવામાં આવી, (૨) જૂનો ભૌતિકવાદ બિનઐતિહાસિક તથા

બિનદ્વંદ્વાત્મક (દ્વંદ્વાત્મકતાવિરોધી એવા અર્થમાં આધિભૌતિકવાદી) હતો અને તેમાં વિકાસના દૃષ્ટિબિંદુને સુસંગત તથા સર્વાંગી રીતે નહોતું અનુસરવામાં આવ્યું, (૩) તેમાં "માનવીય સત્ત્વ"ને "અત્યંત જટિલ" (પ્રત્યક્ષ અને ઐતિહાસિક રીતે નિર્ધારિત) "સામાજિક સંબંધો" રૂપે નહિ પરંતુ અમૂર્ત રીતે જોવામાં આવતું હતું, એટલે વિશ્વનું કેવળ "અર્થઘટન" કરવામાં આવતું હતું, પરંતુ સવાલ તો તેને "પલટાવી" નાખવાનો હતો, અર્થાત્ તેમાં "ક્રાંતિકારી અમલી પ્રવૃત્તિ"ના મહત્ત્વ અંગેની સમજણ સામેલ નહોતી.

## દ્વંદ્વવાદ

માર્ક્સ અને એંગેલ્સ હેગેલપંથી દ્વંદ્વવાદને, વિકાસના અધિકતમ સર્વાંગી અને ગહન તથા અંતરાર્થની દૃષ્ટિએ વધારેમાં વધારે સમૃદ્ધ મત તરીકે, ક્લાસિકલ જર્મન ફિલસૂફીની મહાનતમ સિદ્ધિ ગણતા હતા. તેઓ માનતા કે વિકાસના, ઉત્ક્રાંતિના, સિદ્ધાંતનું બીજું કોઈ પણ સૂત્ર એકપક્ષી અને અંતરાર્થની દૃષ્ટિએ કંગાલ જ હોય, અને પ્રકૃતિ તથા સમાજમાં વિકાસના (જે ઘણી વાર કૂદકે ને ભૂસકે તથા હોનારતો તેમ જ ક્રાંતિઓને રસ્તે આગળ ધપે છે) વસ્તુગત ક્રમને કેવળ વિકૃત બનાવી તથા પીંખી જ શકે. "સભાન દ્વંદ્વવાદને બચાવી લેનાર (હેગેલપંથ સહિત આદર્શવાદની વિનાશલીલાથી) અને તેને પ્રકૃતિની ભૌતિકવાદી વિભાવના ઉપર લાગુ કરનાર લોકોમાં માર્ક્સ અને હું તદ્દન એકલા જ હતા..." "પ્રકૃતિ દ્વંદ્વવાદની સાબિતી છે, અને આધુનિક પ્રાકૃતિક વિજ્ઞાન માટે એટલું કહેવું જ જોઈએ કે તેણે એ કસોટી માટે અત્યંત સમૃદ્ધ અને પ્રતિદિન વધતી જતી સામગ્રી પૂરી પાડી છે (આ લખાણ રેડિયમ, વીજાણુ તથા મૂળ દ્રવ્યોના તત્ત્વાંતરની શોધ થઈ તે પહેલાં લખવામાં આવ્યું હતું!), અને એ રીતે પુરવાર કર્યું છે કે પ્રકૃતિની પ્રક્રિયા અંતિમ પૃથક્કરણમાં આધ્યાત્મિક[15] નહિ પણ દ્વંદ્વાત્મક છે."

એંગેલ્સે લખ્યું છે: "વિશ્વને તૈયાર પદાર્થોના સંકુલ તરીકે નહિ પણ પ્રક્રિયાઓના એવા સંકુલ રૂપે સમજવાનું છે કે જેમાં એકદમ સ્થાયી ગણાતા પદાર્થો, આપણાં માથાંમાં ઊપજતી પદાર્થોની ચિત્તપ્રતિમાઓ અથવા ખ્યાલો કરતાં જરાય ઓછા સ્થાયી ન ગણાતા પદાર્થો, અસ્તિત્વમાં આવીને લય પામી જવાના અવિરત પરિવર્તનમાંથી પસાર થતા હોય છે. એ મહાન મૂળભૂત વિચાર સાધારણ ચેતનામાં એટલી પૂર્ણ રીતે ઓતપ્રોત થઈ ગયો છે, ખાસ

કરીને હેગેલના જમાના પછી, કે એ સર્વમાન્ય ખ્યાલનો વિરોધ હવે કોઈ ભાગ્યે જ કદી કરે છે. પરંતુ એ મૂળભૂત વિચારનો શબ્દોમાં સ્વીકાર કરવો, અને તેને વાસ્તવમાં અન્વેષણના પ્રત્યેક ક્ષેત્રમાં લાગુ કરવો, એ બે જુદી જુદી બાબતો છે... દ્વંદ્વાત્મક તત્ત્વજ્ઞાન માટે કશું જ અંતિમ, નિરપેક્ષ, ઈશ્વરી, નથી. તે પ્રત્યેક વસ્તુનું અને પ્રત્યેક વસ્તુની ભીતરનું સંક્રમણાત્મક લક્ષણ ખુલ્લું કરે છે, અસ્તિત્વમાં આવવાની અને લય પામવાની અવિરત પ્રક્રિયા સિવાય, નિમ્નતરથી ઉચ્ચતર તરફના અંતહીન ઊર્ધ્વગમન સિવાય, બીજું કશું તેની સમક્ષ ટકી શકતું નથી. અને દ્વંદ્વાત્મક તત્ત્વજ્ઞાન પોતે પણ ચિંતક મગજમાં ચાલતી એ જ પ્રક્રિયાના કેવળ પરાવર્તનથી વધારે કશું જ નથી." એમ, માર્ક્સના વિચારો અનુસાર, દ્વંદ્વવાદ "બાહ્ય જગત અને માનવીય વિચારક્રિયાની, બન્નેની ગતિના સામાન્ય નિયમોનું વિજ્ઞાન[16]" છે.

હેગેલની ફિલસૂફીના આ ક્રાંતિકારી અંગને માર્ક્સે અપનાવ્યું અને વિકસાવ્યું. દ્વંદ્વાત્મક ભૌતિકવાદને "બીજાં વિજ્ઞાનોથી ઉચ્ચ કક્ષાએ સ્થિત કોઈ તત્ત્વજ્ઞાનની જરૂર નથી." અગાઉની ફિલસૂફીમાંથી "વિચારક્રિયાનું વિજ્ઞાન અને તેના નિયમો—રૂપમૂલક તર્કશાસ્ત્ર અને દ્વંદ્વવાદ[17]—બાકી રહ્યાં છે." માર્ક્સની સમજણ મુજબના તેમ જ હેગેલની સમજણને પણ અનુરૂપ દ્વંદ્વવાદમાં, હવે જેને જ્ઞાનનો સિદ્ધાંત કહેવામાં આવે છે તેનો, અથવા જ્ઞાન-મીમાંસાનો, સમાવેશ થાય છે, અને તેમાં પણ વસ્તુવિષયને ઐતિહાસિક રીતે જોવો જ પડે છે, જ્ઞાનના ઉદ્‌ગમ તથા વિકાસનો, અજ્ઞાનમાંથી જ્ઞાનમાં સંક્રમણનો, અભ્યાસ કરીને સામાન્ય તારવણી કાઢવી જ પડે છે.

આપણા યુગમાં વિકાસનો, ઉત્ક્રાંતિનો, ખ્યાલ લગભગ પૂર્ણ રીતે સામાજિક ચેતનામાં ઊંડો ઊતરી ચૂક્યો છે, ફેર ફક્ત એટલો છે કે તે હેગેલપંથી ફિલસૂફી મારફત નહિ, પણ બીજી રીતોએ ઊંડો ઊતર્યો છે. તોપણ, હેગેલની ફિલસૂફીના આધારે માર્ક્સ અને એંગેલ્સે સૂત્રબદ્ધ કરેલો આ ખ્યાલ, ઉત્ક્રાંતિના વર્તમાન ખ્યાલ કરતાં ઘણો વધારે સર્વાંગી અને અંતરાર્થની દૃષ્ટિએ ઘણો વધારે સમૃદ્ધ છે. વીતી ગયેલી કક્ષાઓનું એક પ્રકારે પુનરાવર્તન જ કરતો વિકાસ, પરંતુ જુદી રીતે અને ઉચ્ચતર આધારે પુનરાવર્તન કરતો ("નિષેધનો નિષેધ") વિકાસ, એક પ્રકારે સીધી રેખામાં નહિ પણ વર્તુળાકારે આગળ વધતો વિકાસ; કૂદકે ને ભૂસકે, હોનારતો મારફત, ક્રાંતિઓ મારફત, "સાતત્યનાં ખંડનો" મારફત થતો વિકાસ; પરિમાણનું ગુણમાં થતું રૂપાંતર; કોઈ ચોક્કસ પદાર્થ ઉપર, કે કોઈ ચોક્કસ દૃશ્ય ઘટનાની ભીતરમાં, અથવા કોઈ ચોક્કસ સમાજની અંદર

ક્રિયાવંત વિવિધ પરિબળો તથા વૃત્તિઓના વિરોધો તથા ઘર્ષણોએ પેદા કરેલા આંતરિક આવેગો; કોઈ પણ દૃશ્ય ઘટનાનાં **બધાં** જ અંગો વચ્ચેનું (ઇતિહાસ નિત્ય નવાં અંગો સતત ખુલ્લાં કરતો જ જાય છે) પરસ્પર અવલંબન અને અત્યંત ગાઢ તથા અવિભાજ્ય જોડાણ, ગતિની એકરૂપ તથા સાર્વત્રિક પ્રક્રિયા પૂરી પાડતું જોડાણ, ચોક્કસ નિયમોને અનુસરતું જોડાણ—વિકાસના રૂઢિગત મત કરતાં વધારે સમૃદ્ધ મત તરીકે દ્વંદ્વવાદનાં કેટલાંક લક્ષણો એવાં છે. (માર્ક્સે ૧૮૬૮ના જાન્યુઆરીની આઠમી તારીખે એંગેલ્સને લખેલા પત્ર સાથે તુલના કરો, તેમાં માર્ક્સે સ્ટાઇનના "કાષ્ઠ ત્રિકોણો"ની—જેને ભૌતિકવાદી દ્વંદ્વવાદ સમજી લેવાની બાબત તો હાસ્યાસ્પદ જ ગણાય—ઠેકડી ઉડાડી છે.)

## ઇતિહાસની ભૌતિકવાદી વિભાવના

માર્ક્સને જૂના ભૌતિકવાદનું અસંગત, અપૂર્ણ, તથા એકપક્ષી સ્વરૂપ સમજાઈ ગયું એટલે "સમાજના વિજ્ઞાનને ભૌતિકવાદી પાયા સાથે સુસંગત બનાવવાની અને એવા આધારે તેની પુનર્ઘટના કરવાની"[18] આવશ્યકતા પ્રતીત થઈ, કેમ કે ભૌતિકવાદમાં સામાન્ય રૂપે ચેતનાને અસ્તિત્વના પરિણામ તરીકે, એથી ઊલટી રીતે નહિ, એટલે કે સામાજિક જીવન ઉપર લાગુ કરવામાં આવતા ભૌતિકવાદમાં **સામાજિક** ચેતનાને **સામાજિક** અસ્તિત્વના પરિણામ તરીકે, સમજાવવી જ પડે. માર્ક્સે લખ્યું છે: "ટેક્નોલોજી પ્રકૃતિ સાથે કામ લેવાની માનવીની રીતને, ઉત્પાદનની જે તાત્કાલિક પ્રક્રિયા વડે તે પોતાનું જીવન ટકાવી રાખે છે તેને, જાહેર કરે છે, અને તે દ્વારા પોતાના સામાજિક સંબંધોની સ્થાપનાની રીતને તથા તેમાંથી ઉદય પામતી માનસિક વિભાવનાઓને પણ ઉઘાડી પાડે છે." ('મૂડી', ગ્રંથ પહેલો.) માર્ક્સ પોતાની 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો' નામની કૃતિની પ્રસ્તાવનામાં, ભૌતિકવાદના મૂળભૂત સિદ્ધાંતો માનવ સમાજ તથા ઇતિહાસને જે રીતે લાગુ કરવામાં આવે છે તેનું અંતર્ગત સૂત્ર નીચેના શબ્દોમાં આપે છે:

"પોતાના જીવનના સામાજિક ઉત્પાદનમાં માનવીઓ એવા ચોક્કસ સંબંધો બાંધે છે કે જે તેમની ઇચ્છાને અનિવાર્ય તથા તેમની ઇચ્છાથી સ્વતંત્ર હોય છે, ઉત્પાદનના એ સંબંધો એવા હોય છે કે જે તેમના ભૌતિક ઉત્પાદક બળોના વિકાસની ચોક્કસ કક્ષા જોડે અનુરૂપ હોય છે.

"ઉત્પાદનના આ સંબંધોની સમગ્રતા સમાજનું આર્થિક કલેવર રચે છે,

વાસ્તવિક પાયો રચે છે, અને તેના આધારે કાનૂની અને રાજકીય ઉપલું માળખું ઘડાય છે, અને સામાજિક ચેતનાનાં નિશ્ચિત રૂપો તેને અનુરૂપ હોય છે. ભૌતિક જીવનના ઉત્પાદનની રીત સામાજિક, રાજકીય, અને બૌદ્ધિક જીવનની પ્રક્રિયાને સામાન્ય રૂપમાં નિશ્ચિત કરે છે. માનવીઓની ચેતના તેમના અસ્તિત્વને નિર્ધારિત નથી કરતી, પરંતુ એથી ઊલટું, તેમનું સામાજિક અસ્તિત્વ તેમની ચેતનાને નિર્ધારિત કરે છે. સમાજના ભૌતિક ઉત્પાદક બળો પોતાના વિકાસની અમુક કક્ષાએ પહોંચે ત્યારે, ઉત્પાદનના હયાત સંબંધો જોડે, અથવા—આ તો એ જ વાતની કેવળ કાનૂની અભિવ્યક્તિ છે—આજ સુધી જેની અંદર જ તેઓ કાર્યરત રહ્યાં હોય છે એ મિલકત-સંબંધોની જોડે, ઘર્ષણમાં આવે છે. એ સંબંધો ઉત્પાદક બળોના વિકાસનાં રૂપો મટી જઈને એ બળોને જકડી રાખતી બેડીઓ બની જાય છે. ત્યારે સામાજિક ક્રાંતિના યુગનો આરંભ થાય છે. આર્થિક પાયામાં પરિવર્તન આવતાં આખું અતિ વિશાળ ઉપલું માળખું જાણે એકદમ ઝડપથી રૂપાંતરિત થઈ જાય છે. એવાં રૂપાંતરોને ધ્યાનમાં લેતી વખતે, તેમના બે પ્રકારો વચ્ચેની ભિન્નતા હંમેશાં લક્ષમાં રાખવી જોઈએ—એક તો ઉત્પાદનની આર્થિક પરિસ્થિતિઓનું ભૌતિક રૂપાંતર, જેને પ્રાકૃતિક વિજ્ઞાનની ચોકસાઈથી નિર્ધારિત કરી શકાય છે; અને બીજું કાનૂની, રાજકીય, ધાર્મિક, રસલક્ષી કે દાર્શનિક—ટૂંકમાં વૈચારિક રૂપો કે જેમાં માનવીઓ એ ઘર્ષણ પ્રત્યે સભાન થઈ જાય છે અને તેને લડી લે છે.

"કોઈ વ્યક્તિ વિશેનો આપણો અભિપ્રાય જેમ તે પોતાને વિશે શું ધારે છે તેની ઉપર આધારિત નથી હોતો, એવી જ રીતે, રૂપાંતરના એવા યુગનું મૂલ્યાંકન આપણે તેની પોતાની ચેતનાના આધારે ન કરી શકીએ; એથી ઊલટું, એ ચેતનાની સમજણ તો ભૌતિક જીવનના આંતર્વિરોધોના આધારે જ, સામાજિક ઉત્પાદક બળો તથા ઉત્પાદનના સંબંધો વચ્ચે અસ્તિત્વ ધરાવતા ઘર્ષણના આધારે જ, આપવી જોઈએ..." "સામાન્ય રૂપરેખાઓમાં એશિયાની, પ્રાચીન, સામંતશાહી તથા આધુનિક મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિઓને સમાજના આર્થિક નિર્માણમાં પ્રગતિશીલ યુગો તરીકે ગણાવી શકાય" (માર્ક્સે ૧૮૬૬ના જુલાઈની સાતમી તારીખે એંગેલ્સને લખેલા પત્રમાંના આ સંક્ષિપ્ત વિધાન જોડે તુલના કરો: "આપણો સિદ્ધાંત કે શ્રમનું સંગઠન ઉત્પાદનનાં સાધનો દ્વારા નિર્ધારિત થાય છે").

ઇતિહાસની ભૌતિક વિભાવનાની શોધે, અથવા વધારે ખરી રીતે મૂકીએ તો, સામાજિક ઘટનાઓના ક્ષેત્રમાં ભૌતિકવાદના સુસંગત સાતત્ય તથા વિસ્તરણે,

અગાઉના ઐતિહાસિક સિદ્ધાંતોમાંથી બે મુખ્ય ખામીઓને દૂર કરી દીધી છે. પહેલી વાત: અગાઉના ઐતિહાસિક સિદ્ધાંતોએ વધારેમાં વધારે તો ફક્ત એટલું જ કર્યું કે માનવીઓની ઐતિહાસિક પ્રવૃત્તિઓના વૈચારિક હેતુઓનું પરીક્ષણ કર્યું, પરંતુ એ હેતુઓના ઉદ્‌ગમોની ખોજ કર્યા વગર જ, કે સામાજિક સંબંધોની પદ્ધતિના વિકાસનું સંચાલન કરતા વસ્તુગત નિયમોની ચોકસાઈ કર્યા વગર જ, કે પછી ભૌતિક ઉત્પાદનમાં સિદ્ધ થયેલી વિકાસની કક્ષામાં એ સંબંધોનાં મૂળોને જોયા વગર જ, એમ કર્યું; બીજી વાત: અગાઉના સિદ્ધાંતોએ વસતિના **સમુદાયોની** પ્રવૃત્તિને નહોતી આવરી લીધી, પરંતુ ઐતિહાસિક ભૌતિકવાદે લોકસમુદાયોના જીવનના સામાજિક સંજોગોનો અને એ સંજોગોમાં આવતાં પરિવર્તનોનો વૈજ્ઞાનિક ચોકસાઈથી અભ્યાસ કરવાનું પહેલી જ વાર શક્ય બનાવ્યું. માર્ક્સવાદ પૂર્વેના "સમાજશાસ્ત્રે" અને ઈતિહાસલેખને, તેનું **ઉત્તમ મૂલ્યાંકન ઘટાવીએ** તો, ગમે તેમ અવ્યવસ્થિત રીતે ભેગાં કરેલાં બિનસાબિત તથ્યોનો સંગ્રહ તૈયાર કર્યો અને ઐતિહાસિક પ્રક્રિયાઓનાં અલગ અલગ અંગોનું વર્ણન પૂરું પાડ્યું. બધી વિરોધી વૃત્તિઓની **સમગ્રતાનું** પરીક્ષણ કરીને, એ વૃત્તિઓને સમાજના વિવિધ **વર્ગોના** જીવન તથા ઉત્પાદનના ચોક્કસ વ્યાખ્યા થઈ શકે એવા સંજોગોના રૂપમાં સ્પષ્ટ કરીને, કોઈ ખાસ "વર્ચસ્વી" વિચારની પસંદગીની કે તેના અર્થઘટનની ક્રિયામાંથી આત્મલક્ષીપણાને અને મનસ્વિતાને ફગાવી દઈને, અને એ હકીકત ઉપર પ્રકાશ પાડીને કે એક પણ અપવાદ વગર બધા જ વિચારો અને બધી જ વિવિધ વૃત્તિઓ ઉત્પાદનનાં ભૌતિક બળોની સ્થિતિમાંથી જ **ઉદ્‌ભવે** છે, માર્ક્સવાદે સામાજિક-આર્થિક પદ્ધતિઓના ઉદયની, વિકાસની, અને પડતીની ક્રિયાના સર્વાંગી તથા પરિપૂર્ણ અભ્યાસનો માર્ગ નિર્દેશિત કર્યો. જનતા પોતાનો ઈતિહાસ પોતે જ ઘડે છે, પરંતુ જનતાના, લોકસમુદાયોના, હેતુઓને નિર્ધારિત કરનાર શું છે, અર્થાત્ વિરોધી વિચારો તથા જહેમતોને ઉત્પન્ન કરનાર શું છે? માનવસમાજોના સમૂહમાંની આ અથડામણોનો કુલ સરવાળો શું છે? માનવીની સમગ્ર ઐતિહાસિક પ્રવૃત્તિનો આધાર બની રહેતી ભૌતિક જીવનના ઉત્પાદનની વસ્તુગત પરિસ્થિતિઓ શું છે? એ પરિસ્થિતિઓના વિકાસનો નિયમ શું છે? માર્ક્સે આ બધી બાબતો પ્રત્યે ધ્યાન ખેંચ્યું છે, અને ચોક્કસ નિયમો દ્વારા સંચાલિત, અનહદ વિવિધતા તેમ જ આંતરવિરોધો ધરાવતી, એકમાત્ર ક્રિયાના રૂપમાં ઈતિહાસના વૈજ્ઞાનિક અભ્યાસનો માર્ગ ચીંધ્યો છે.

સૌ જાણે છે કે કોઈ પણ સમાજને લઈએ તો તેમાં અમુક સભ્યોના પ્રયાસો બીજા સભ્યોના પ્રયાસો જોડે ઘર્ષણમાં આવતા હોય છે, સામાજિક જીવન વિસંવાદોથી ભરેલું હોય છે, અને ઇતિહાસ રાષ્ટ્રો તથા સમાજો વચ્ચેના તેમ જ રાષ્ટ્રો અને સમાજોની ભીતરમાં ચાલતા સંઘર્ષને પ્રગટ કરે છે, અને તે ઉપરાંત, વારાફરતી ક્રાંતિ અને પ્રત્યાઘાતના, શાંતિ અને યુદ્ધના, સ્થિરતાના અને ઝડપી પ્રગતિ કે પડતીના યુગોને રજૂ કરે છે. આ દેખાતી આંટીઘૂંટી તથા અવ્યવસ્થાને સંચાલિત કરતા નિયમોને શોધી કાઢવા માટે માર્ગદર્શન, અર્થાત્ વર્ગસંઘર્ષનો સિદ્ધાંત, માર્ક્સવાદ આપે છે. કોઈ અમુક સમાજ કે સમાજસમૂહના બધા સભ્યોના પ્રયાસોના સરવાળાનો કેવળ એવા અભ્યાસ જ એ બધા પ્રયાસોના પરિણામની વૈજ્ઞાનિક વ્યાખ્યા સુધી લઈ જઈ શકે. હવે, પ્રત્યેક સમાજ જે વર્ગોમાં વિભાજિત હોય છે એ **વર્ગોના** જીવનની સ્થિતિ તથા રીતમાં રહેલા તફાવતમાંથી પરસ્પર વિરોધી પ્રયાસો ઉદ્ભવે છે. 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'માં માર્ક્સે લખ્યું છે કે "અત્યાર સુધી હયાત સમાજનો ઇતિહાસ વર્ગસંઘર્ષોનો ઇતિહાસ છે.

મુક્ત નાગરિક અને ગુલામ, અમીર અને પૃથગ્જન, ઉમરાવ અને ખેતગુલામ, ગિલ્ડ-માસ્ટર (મહાજનનો સભ્ય માલિક) અને કારીગર (જર્નિમૅન), ટૂંકમાં પીડક અને પીડિત, નિરંતર એકબીજાનો સામનો કરતા રહ્યા છે, ક્યારેક છાની તો ક્યારેક ઉઘાડી લડાઈ અવિરત લડતા રહ્યા છે, જેનું પરિણામ કાં તો સમગ્ર સમાજની ક્રાંતિકારી પુનર્ઘટનામાં અથવા હરીફ વર્ગોની સામાન્ય પાયમાલીમાં આવતું રહ્યું છે... સામંતી સમાજના ખંડેરોમાંથી ફૂટી નીકળેલા આધુનિક મૂડીવાદી સમાજમાં વર્ગો વચ્ચેના અંટસો ખતમ નથી થયા. તેમાં તો કેવળ નવા વર્ગો સ્થપાયા છે, પીડનના નવા સંજોગો સર્જાયા છે, સંઘર્ષનાં પુરાણાં રૂપોનાં સ્થાન નવાં રૂપોએ લઈ લીધાં છે.

પરંતુ આપણો યુગ, મૂડીદાર વર્ગનો યુગ, એક વિશિષ્ટ લક્ષણ ધરાવે છે— તેણે વર્ગો વચ્ચેના અંટસોને સીધાસાદા બનાવી દીધા છે. આખો સમાજ બે પરસ્પર અદાવતી પ્રચંડ છાવણીઓમાં, એકબીજાનો સીધો સામનો કરતા બે પ્રબળ વર્ગોમાં, વિભાજિત થઈ રહ્યો છે—મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ." મહાન ફ્રેંચ ક્રાંતિથી માંડીને આજ સુધી, યુરોપના ઇતિહાસે ઘણાબધા દેશોમાં અસરકારક રીતે બતાવી આપ્યું છે કે ઘટનાઓનું મૂળ હકીકતમાં શું છે—

વર્ગોનો સંઘર્ષ. ફ્રાંસમાં પુનરુત્થાનના[19] યુગે પેદા કરેલા અનેક ઇતિહાસકારોને (ત્યેરી, ગિઝો, મિન્યે અને થિયેર) બની રહેલી ઘટનાઓનો સારાંશ તારવતાં કબૂલ કરવું પડયું હતું કે વર્ગસંઘર્ષ સમગ્ર ફ્રેંચ ઇતિહાસની ચાવી છે. આધુનિક યુગે — મૂડીદાર વર્ગના પૂર્ણ વિજયના, પ્રતિનિધિ-સંસ્થાઓના, વિસ્તૃત (સાર્વજનીન નહિ તો) મતાધિકારના, લોકસમુદાયોમાં વ્યાપક રીતે વેચાતાં સસ્તાં દૈનિક અખબારોના, ઇત્યાદિના યુગે, કામદારોના જોરાવર તથા નિત્ય વિસ્તાર પામતા સંઘો અને માલિકોના સંઘો ઇત્યાદિના યુગે — વર્ગસંઘર્ષને ઘટનાઓના મુખ્ય પ્રવેગક તરીકે એથી પણ વધારે સચોટ રીતે (જોકે ક્યારેક ખૂબ એકપક્ષી, "શાંતિમય", "બંધારણીય" રૂપમાં) સાબિત કરી દીધો છે. આધુનિક સમાજમાં પ્રત્યેક વર્ગની સ્થિતિના વસ્તુલક્ષી પૃથક્કરણની બાબતમાં, પ્રત્યેક વર્ગના વિકાસની પરિસ્થિતિઓના પૃથક્કરણના સંદર્ભમાં, સામાજિક વિજ્ઞાન પાસેથી માર્ક્સે કરેલી માગણી આપણને માર્ક્સના 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'નો નીચેનો ફકરો સ્પષ્ટ બતાવશે:

"આજે મૂડીદાર વર્ગની સામે જે બધા વર્ગો ખડા છે તેમાં એકલો સર્વહારા વર્ગ જ ખરેખરો ક્રાંતિકારી વર્ગ છે. આધુનિક ઉદ્યોગના સામનામાં બીજા વર્ગોની અંદર સડો પેસે છે અને તેઓ આખરે ખતમ થઈ જાય છે, સર્વહારા વર્ગ તેની વિશિષ્ટ અને તાત્ત્વિક પેદાશ છે.

નીચલો મધ્યમ વર્ગ, નાનો કારખાનદાર, દુકાનદાર, કારીગર, કિસાન — એ સૌ મધ્યમ વર્ગના અંશો તરીકેની પોતાની હસ્તીને વિનાશથી બચાવવા ખાતર મૂડીદાર વર્ગની સામે લડે છે. એટલે તેઓ ક્રાંતિકારી નહિ પણ રૂઢિચુસ્ત છે, વધારામાં તેઓ પ્રત્યાઘાતી છે કારણ કે તેઓ ઇતિહાસના ચક્રને ઊલટું ચલાવવાની કોશિશ કરે છે. પરંતુ તેઓ ક્યારેક ક્રાંતિકારી હોય તો માત્ર એ કારણે કે તેઓ સર્વહારા વર્ગની હાલતમાં ધકેલાઈ જવાની અણિ પર હોય છે. એ રીતે તેઓ પોતાનાં વર્તમાન હિતોની નહિ પણ ભાવિ હિતોની રક્ષા કરે છે, તેઓ પોતાનું દૃષ્ટિબિંદુ છોડી દે છે અને સર્વહારા વર્ગનું દૃષ્ટિબિંદુ અપનાવી લે છે." સંખ્યાબંધ ઐતિહાસિક કૃતિઓમાં (પુસ્તકોની યાદી*) માર્ક્સે ભૌતિકવાદી ઇતિહાસલેખનનાં, પ્રત્યેક અલગ અલગ વર્ગની સ્થિતિના પૃથક્કરણનાં, અને ક્યારેક ક્યારેક વર્ગની ભીતરનાં વિવિધ જૂથો તથા સ્તરોના પૃથક્કરણનાં, જ્વલંત તથા ગહનગંભીર ઉદાહરણો આપીને સાફ સાફ બતાવી

---

*ટિપ્પણી નંબર ૧. — સં.

આપ્યું છે કે શા માટે અને કેવી રીતે "પ્રત્યેક વર્ગસંઘર્ષ રાજકીય સંઘર્ષ છે"[20]. માર્ક્સે ઐતિહાસિક વિકાસનો નિષ્કર્ષ તારવવા માટે સામાજિક સંબંધોની અને એક વર્ગમાંથી બીજા વર્ગમાં, ભૂતકાળમાંથી ભવિષ્યકાળમાં, **સંક્રમણની** કક્ષાઓની કેવી જટિલ જાળનું પૃથક્કરણ કર્યું હતું, તેનું ઉદાહરણ ઉપર ટાંકેલો ફકરો પૂરું પાડે છે.

માર્ક્સનો આર્થિક મત તેમના સિદ્ધાંતનો અધિકતમ ગહનગંભીર, સર્વગ્રાહી અને વિગતવાર પુરાવો તથા પ્રયોગ છે.

## માર્ક્સનો આર્થિક મત

'મૂડી'ની પ્રસ્તાવનામાં માર્ક્સે લખ્યું છે કે "આ કૃતિનું અંતિમ ધ્યેય આધુનિક સમાજના આર્થિક ગતિનિયમને તદ્દન સાફ રીતે ખુલ્લો કરવાનું છે", અર્થાત્ મૂડીવાદી, મૂડીનું વર્ચસ્વ ધરાવતા, સમાજના આર્થિક ગતિનિયમનું અમુક, ઐતિહાસિક રીતે ચોકસાઈથી નિર્દેશિત, સમાજના ઉત્પાદનના સંબંધોમાં, તેમના પ્રારંભમાં, વિકાસમાં, અને લયમાં પરીક્ષણ—માર્ક્સના આર્થિક મતનો અંતરાર્થ એવો છે. મૂડીવાદી સમાજમાં **પણ્યોનું** ઉત્પાદન પ્રધાનતા ધરાવે છે, અને એટલે માર્ક્સના પૃથક્કરણની શરૂઆત પણ્યના પૃથક્કરણથી થાય છે.

### મૂલ્ય

પણ્ય એટલે, સૌપ્રથમ તો, એવી ચીજ કે જે માનવીય જરૂરિયાતને સંતોષે; વળી તે એવી ચીજ હોય છે કે જેના બદલામાં કોઈ બીજી ચીજ મેળવી શકાય. કોઈ પણ ચીજની ઉપયોગિતા તેને **ઉપયોગ-મૂલ્ય** બનાવે છે. વિનિમય-મૂલ્ય (કે માત્ર મૂલ્ય) સૌપ્રથમ તો પ્રમાણ અથવા માપ છે, જેમાં નિશ્ચિત સંખ્યાનાં એક પ્રકારનાં ઉપયોગ-મૂલ્યોનો નિશ્ચિત સંખ્યાનાં બીજા પ્રકારનાં ઉપયોગ-મૂલ્યો સાથે વિનિમય થઈ શકે. રોજિંદો અનુભવ આપણને બતાવે છે કે એવાં લાખોકરોડો વિનિમયો પ્રત્યેક પ્રકારનાં ઉપયોગ-મૂલ્યોનું, અત્યંત વિવિધ તથા અરસપરસ અતુલનીય ઉપયોગ-મૂલ્યોનું પણ, એકબીજા જોડે સતત સમીકરણ કરતા રહે છે. હવે, આ જુદી જુદી ચીજોની વચ્ચે, સામાજિક સંબંધોની ચોક્કસ પદ્ધતિમાં એકબીજા જોડે સમીકૃત થતી રહેતી આ ચીજોમાં, સૌને સામાન્ય એવું શું છે? તેમનું સામાન્ય લક્ષણ એ છે કે તે બધી **શ્રમની પેદાશો**

હોય છે. પેદાશોનો વિનિમય કરતી વેળા લોકો અત્યંત વિવિધ પ્રકારોના શ્રમનું સમીકરણ કરતા હોય છે. પણ્યોનું ઉત્પાદન સામાજિક સંબંધોની એવી પદ્ધતિ છે કે જેમાં અલગ અલગ ઉત્પાદકો વિવિધ પ્રકારની પેદાશો ઉત્પન્ન કરે છે (શ્રમનું સામાજિક વિભાજન), અને જેમાં એ બધી પેદાશોનું વિનિમયની પ્રક્રિયામાં સમીકરણ કરવામાં આવે છે. પરિણામે, બધાં પણ્યોની બાબતમાં જે સામાન્ય છે તે ઉત્પાદનની કોઈ ચોક્કસ શાખાનો વાસ્તવિક શ્રમ નથી, કોઈ એક ખાસ પ્રકારનો શ્રમ નથી, પરંતુ **અમૂર્ત** માનવીય શ્રમ છે—સામાન્ય રૂપમાં માનવીય શ્રમ છે. અમુક સમાજની, બધાં પણ્યોનાં મૂલ્યોના કુલ સરવાળામાં વ્યક્ત થતી, બધી જ શ્રમશક્તિ એકની એક માનવીય શ્રમશક્તિ જ છે. વિનિમયનાં અબજો ઉપર અબજો કાર્યો આ વાતને પુરવાર કરે છે. પરિણામે, પ્રત્યેક ખાસ પણ્ય **સામાજિક રીતે જરૂરી** શ્રમ-સમયના માત્ર અમુક હિસ્સાનું જ પ્રતિનિધિત્વ કરે છે. મૂલ્યનું પરિમાણ, સામાજિક રીતે જરૂરી શ્રમના રાશિથી, અથવા અમુક ઉપયોગ-મૂલ્યના અમુક પણ્યના ઉત્પાદન માટે સામાજિક રીતે જરૂરી શ્રમ-સમયથી, નિર્ધારિત થાય છે. "જ્યારે જ્યારે આપણે વિનિમય દ્વારા આપણી વિવિધ પેદાશોનું સમીકરણ મૂલ્યોના રૂપમાં કરીએ ત્યારે ત્યારે, એ કાર્ય દ્વારા જ, એ પેદાશો માટે વાપરવામાં આવેલા શ્રમના વિવિધ પ્રકારોનું સમીકરણ પણ માનવીય શ્રમના રૂપમાં કરીએ છીએ. આપણે એ વાત અંગે સભાન નથી હોતા, છતાં એમ કરીએ છીએ ખરા જ."[21] અગાઉના એક અર્થશાસ્ત્રીએ કહ્યું છે તેમ, મૂલ્ય તો બે વ્યક્તિઓ વચ્ચેનો સંબંધ છે; પરંતુ તેણે આટલું ઉમેરવું જોઈતું હતું: ભૌતિક આવરણમાં છુપાવી રાખવામાં આવેલો સંબંધ. જ્યારે આપણે મૂલ્ય વિશે, કોઈ ખાસ ઐતિહાસિક પ્રકારના સમાજમાં ઉત્પાદનના સામાજિક સંબંધોની પદ્ધતિના દૃષ્ટિબિંદુથી વિચાર કરીએ, અને હજારો હજારો વાર દોહરાતી વિનિમયની સામાન્ય ઘટનામાં, વ્યક્ત થતા સંબંધોની પદ્ધતિના દૃષ્ટિબિંદુથી વિચાર કરીએ, ત્યારે જ સમજી શકીએ કે મૂલ્ય શું છે. "મૂલ્યો રૂપે બધાં પણ્યો જામેલા શ્રમ-સમયના ફક્ત નિશ્ચિત જથ્થાઓ જ છે."[22] પણ્યોમાં મેળવવામાં આવેલા શ્રમના દ્વિવિધ લક્ષણનું વિગતવાર પૃથક્કરણ કર્યા પછી માર્ક્સ, આગળ વધીને, **મૂલ્યના રૂપનું** અને **નાણાનું** પૃથક્કરણ કરે છે. અહીં માર્ક્સનું મુખ્ય કાર્ય મૂલ્યના નાણારૂપના **ઉદયનો**, વિનિમયના વિકાસની **ઐતિહાસિક પ્રક્રિયાનો**, અભ્યાસ કરવાનું છે, જેની શરૂઆત વિનિમયના અલગ અલગ અને એકલદોકલ હિસ્સાઓથી ("મૂલ્યનું પ્રાથમિક અથવા આકસ્મિક રૂપ" કે જેમાં એક પણ્યના અમુક

જથ્થાનો વિનિમય બીજા પણ્યના અમુક જથ્થા સાથે થાય છે) કરીને તે મૂલ્યના સાર્વત્રિક રૂપ ઉપર પહોંચે છે. તેમાં જુદાં જુદાં અનેક પણ્યોનો વિનિમય કોઈ એકના એક ખાસ પણ્ય સાથે થાય છે. માર્ક્સ અભ્યાસની પૂર્ણાહુતિ મૂલ્યના નાણારૂપ સાથે કરે છે. તેમાં સુવર્ણ ખાસ પણ્ય, સાર્વત્રિક તુલ્યાંક, બની જાય છે. વિનિમય અને પણ્ય-ઉત્પાદનના વિકાસની ઉચ્ચતમ પેદાશ રૂપે નાણું, બધા વ્યક્તિગત શ્રમના સામાજિક લક્ષણની ઉપર, બજાર દ્વારા સંયુક્ત કરવામાં આવેલા અલગ અલગ ઉત્પાદકો વચ્ચેની સામાજિક કડીની ઉપર, પડદો ઢાંકે છે, તેને છુપાવે છે. નાણાનાં વિવિધ કાર્યોનું માર્ક્સ ખૂબ ઝીણી વિગતોમાં પૃથક્કરણ કરે છે. અહીં એ વાતની ખાસ નોંધ લેવી જરૂરી છે કે ('મૂડી'નાં શરૂઆતનાં પ્રકરણોની બાબતમાં સામાન્ય રૂપે છે તેમ) વિવરણની અમૂર્ત અને ક્યારેક ક્યારેક શુદ્ધ નિગમનાત્મક લાગતી રીત વાસ્તવમાં વિનિમય તથા પણ્ય-ઉત્પાદનના વિકાસના ઇતિહાસ સંબંધી સામગ્રીના વિશાળ સંચયની છણાવટ કરે છે. "આપણે નાણા વિશે વિચાર કરીએ તો તેનું અસ્તિત્વ પણ્યોના વિનિમયની એક ચોક્કસ કક્ષા સૂચિત કરે છે. નાણાનાં ખાસ કાર્યો, જેને તે કાં તો પણ્યોના કેવળ તુલ્યાંક તરીકે, અથવા ચલણના સાધન તરીકે, અથવા ચુકવણીના સાધન તરીકે, સંગ્રહ કે સાર્વત્રિક નાણા તરીકે, પૂરાં કરે છે તે, એક કે બીજા કાર્યના વિસ્તાર તથા તુલનાત્મક પ્રાધાન્ય અનુસાર, સામાજિક ઉત્પાદનની બહુ ભિન્ન કક્ષાઓ પ્રત્યે નિર્દેશ કરે છે" ('મૂડી', ગ્રંથ પહેલો).

## વધારાનું મૂલ્ય

પણ્ય-ઉત્પાદનના વિકાસની એક ચોક્કસ કક્ષાએ નાણાનું મૂડીમાં રૂપાંતર થઈ જાય છે. પણ્ય-ઉત્પાદનની ફોર્મ્યુલા હતી પ-ના-પ (પણ્ય-નાણું-પણ્ય), અર્થાત્ એક પણ્યનું વેચાણ બીજા પણ્યની ખરીદી માટે કરવું તે. એથી ઊલટું, મૂડીની સામાન્ય ફોર્મ્યુલા છે ના-પ-ના, અર્થાત્ વેચવાના હેતુ માટે (નફો લઈને) ખરીદી. ચલણમાં મૂકવામાં આવેલા નાણાના મૂળ મૂલ્યમાં જે વધારો થાય તેને માર્ક્સે વધારાનું મૂલ્ય કહ્યું છે. મૂડીવાદી ચલણમાં નાણાની આ "વૃદ્ધિ"ની હકીકત તો સૌકોઈ જાણે જ છે. ખરેખર, એ "વૃદ્ધિ" જ નાણાને **મૂડીમાં**, ઉત્પાદનના વિશેષ તથા ઐતિહાસિક રીતે નિર્ધારિત સામાજિક સંબંધરૂપી મૂડીમાં, રૂપાંતરિત કરે છે. પણ્યના ચલણમાંથી વધારાના મૂલ્યનો ઉદ્‌ભવ ન થઈ શકે કારણ કે પણ્ય-ઉત્પાદન તો માત્ર સમતુલ્ય વિનિમયને જ

જાણે છે, તે કિંમતના વધારાઓમાંથી પણ ન ઉદ્‌ભવી શકે કેમ કે ખરીદનારાઓ અને વેચનારાઓના અરસપરસ તોટા અને નફાઓ એકબીજાને સરખા કરી નાખે, જ્યારે અહીં તો આપણી સમક્ષ કોઈ છૂટીછવાઈ ઘટના નહિ પરંતુ વ્યાપક, સામાન્ય, અને સામાજિક ઘટના છે. વધારાનું મૂલ્ય મેળવવા માટે નાણાના માલિકે "બજારમાં એવું પણ્ય શોધી કાઢવું... પડે... કે જેનું ઉપયોગ-મૂલ્ય મૂલ્યનો સ્રોત હોવાનો વિચિત્ર ગુણ ધરાવતું હોય"[23] — એવું પણ્ય કે જેના ઉપયોગની પ્રક્રિયા ભેગાભેગી મૂલ્યના સર્જનની પ્રક્રિયા પણ હોય. એવું પણ્ય અસ્તિત્વ ધરાવે છે— એ છે માનવીય શ્રમશક્તિ. તેનો ઉપયોગ શ્રમ છે અને શ્રમ મૂલ્યનું સર્જન કરે છે. નાણાનો માલિક શ્રમશક્તિને તેના મૂલ્યે ખરીદે છે. એ મૂલ્ય પણ, બીજા પ્રત્યેક પણ્યના મૂલ્યની જેમ, તેના ઉત્પાદન માટે વપરાતા સામાજિક રીતે જરૂરી શ્રમસમયથી નિર્ધારિત થાય છે (અર્થાત્‌ કામદાર અને તેના કુટુંબના નિર્વાહનું ખર્ચ). શ્રમશક્તિ ખરીદી લે એટલે નાણાના માલિકને તેનો ઉપયોગ કરવાનો, એટલે કે તેને આખો દિવસ, સમજો કે બાર કલાક, કામે લગાડવાનો અધિકાર છે. પરંતુ છ કલાક ("જરૂરી" શ્રમસમય) દરમિયાન કામદાર પોતાના નિર્વાહના ખર્ચ પૂરતી પેદાશ ઉત્પન્ન કરી લે છે. ત્યાર પછીના છ કલાક ("વધારાનો" શ્રમસમય) દરમિયાન તે "વધારાની" પેદાશ ઉત્પન્ન કરે છે, અથવા વધારાનું મૂલ્ય ઉત્પન્ન કરે છે, જેના બદલામાં મૂડીદાર કશું ચૂકવતો નથી. એટલે, ઉત્પાદનની પ્રક્રિયાના દૃષ્ટિબિંદુથી, મૂડીમાં બે વિભાગોને ભિન્ન ભિન્ન દર્શાવવા જોઈએ: સ્થાયી મૂડી કે જે ઉત્પાદનનાં સાધનો (યંત્રો, ઓજારો, કાચો માલ, ઈત્યાદિ) માટે ખર્ચવામાં આવે છે, અને એ સાધનોની કિંમતને મુદ્દલ ફેરફાર વગર (તરત જ કે થોડી થોડી કરીને) તૈયાર પેદાશની સાથે જોડી દેવામાં આવે છે; બીજો વિભાગ છે અસ્થાયી મૂડી કે જેને શ્રમશક્તિ માટે ખર્ચવામાં આવે છે. આ બીજા પ્રકારની મૂડીનું મૂલ્ય સ્થિર નથી હોતું પણ શ્રમની પ્રક્રિયામાં વૃદ્ધિ પામે છે અને વધારાના મૂલ્યનું સર્જન કરે છે. એટલે, મૂડી દ્વારા શ્રમશક્તિના શોષણનું પ્રમાણ વ્યક્ત કરવા માટે વધારાના મૂલ્યને સમગ્ર મૂડી જોડે નહિ પણ અસ્થાયી મૂડી જોડે જ સરખાવવું જોઈએ. એમ, ઉલ્લેખિત ઉદાહરણમાં માર્ક્સ એવા પ્રમાણને જે રીતે ઓળખાવે છે તે મુજબ, વધારાના મૂલ્યનો દર ૬ : ૬ થશે અર્થાત્‌ સો ટકા થશે.

મૂડીના આવિર્ભાવના બે ઐતિહાસિક પૂર્વસંજોગો હતા: પ્રથમ, સામાન્ય રૂપે પણ્ય-ઉત્પાદનના વિકાસના પ્રમાણમાં ઊંચા સ્તરની પરિસ્થિતિમાં, વ્યક્તિગત

માણસોના હાથમાં નાણાની અમુક રકમોનો સંચય; બીજું, એવા કામદારનું અસ્તિત્વ કે જે બેવડા અર્થમાં "સ્વતંત્ર" હોય: જે પોતાની શ્રમશક્તિના વેચાણમાં કોઈ પણ જાતનાં મર્યાદા કે પ્રતિબંધથી મુક્ત હોય, અને જમીનથી તથા સામાન્ય રૂપે ઉત્પાદનનાં બધાં સાધનોથી મુક્ત થઈ ગયો હોય, જે આઝાદ અને કશાં બંધન વગરનો કામદાર હોય, "સર્વહારા" હોય, પોતાની શ્રમશક્તિના વેચાણ સિવાય બીજી કોઈ રીતે ભરણપોષણ ન કરી શકે.

વધારાના મૂલ્યમાં વૃદ્ધિ કરવાની બે મુખ્ય રીતો છે: કામ-દિનને લાંબો કરવો ("નિરપેક્ષ વધારાનું મૂલ્ય"), અને જરૂરી કામ-દિનને ટૂંકો કરવો ("સાપેક્ષ વધારાનું મૂલ્ય"). માર્ક્સ પહેલી રીતનું પૃથક્કરણ કરતાં, કામ-દિનને ટૂંકો કરાવવા માટે કામદાર વર્ગના સંઘર્ષનું, અને રાજ્ય સત્તા દ્વારા કામ-દિનને લાંબો કરવા માટેની (ચૌદમી સદીથી સત્તરમી સદી સુધી) તેમ જ તેને ટૂંકો કરવા માટેની (ઓગણીસમી સદીમાં કારખાનાને લગતા કાયદાકાનૂનોની રચના) દખલગીરીનું, અત્યંત પ્રભાવક ચિત્ર અંકિત કરે છે. 'મૂડી'ના પ્રકાશન પછી, દુનિયાના બધા સભ્ય દેશોમાં કામદાર વર્ગની ચળવળના ઈતિહાસે ઢગલાબંધ નવી હકીકતો પૂરી પાડીને એ ચિત્રને વિસ્તાર્યું છે.

સાપેક્ષ વધારાના મૂલ્યના ઉત્પાદનનું પૃથક્કરણ કરતાં માર્ક્સ મૂડીવાદની શ્રમ-ઉત્પાદકતાની વૃદ્ધિની ત્રણ મૂળભૂત ઐતિહાસિક કક્ષાઓનું પરીક્ષણ કરે છે: (૧) સાદો સહકાર; (૨) શ્રમનું વિભાજન અને ચીજોનું ઉત્પાદન; (૩) યંત્રો અને મોટા પાયાનો ઉદ્યોગ. મૂડીવાદી વિકાસની પાયાની તથા લાક્ષણિક વિશિષ્ટતાઓની માર્ક્સે કરેલી ગહનગંભીર રજૂઆત બતાવી આપે છે કે રશિયાના હાથકારીગરીના ઉદ્યોગોનું પરીક્ષણ, ઉલ્લેખિત કક્ષાઓમાંની પ્રથમ બે કક્ષાઓને સ્પષ્ટ રીતે ચિત્રિત કરતી બહોળી સામગ્રી પૂરી પાડે છે. માર્ક્સે ૧૮૬૭માં વર્ણવ્યા મુજબ, ત્યાર બાદ વીતેલી અરધી સદી દરમિયાન, મોટા પાયાના યંત્ર-ઉદ્યોગની ક્રાંતિકારક અસર સંખ્યાબંધ "નવા" દેશોમાં (રશિયા, જાપાન, ઈત્યાદિ) વ્યક્ત થઈ છે.

આગળ. નવી અને અત્યંત મહત્ત્વની બાબત છે માર્ક્સનું મૂડીના **સંચયનું પૃથક્કરણ**, અર્થાત્ વધારાના મૂલ્યના એક ભાગનું મૂડીમાં રૂપાંતર, અને તેનો ઉપયોગ મૂડીદારની અંગત જરૂરિયાતો તથા તેના અંગત તરંગોને સંતોષવા ખાતર નહિ પણ નવા ઉત્પાદન માટે. મૂડીમાં રૂપાંતરિત થતું સમગ્ર વધારાનું મૂલ્ય અસ્થાયી મૂડીની રચનામાં લાગી જતું હોવાની ધારણા કરી લેનારા અગાઉના બધા ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રીઓની (એડમ સ્મીથથી માંડીને)

ભૂલને માર્ક્સે ઉઘાડી પાડી. વાસ્તવમાં, તેને **ઉત્પાદનનાં સાધનો** તથા અસ્થાયી મૂડી એવા બે ભાગમાં વહેંચી નાખવામાં આવે છે. અસ્થાયી મૂડીરૂપી હિસ્સાની (કુલ મૂડીના) સરખામણીમાં સ્થાયી મૂડીરૂપી હિસ્સાની અધિક ઝડપી વૃદ્ધિ, મૂડીવાદના વિકાસની પ્રક્રિયા માટે તથા મૂડીવાદના સમાજવાદમાં રૂપાંતર માટે, અનહદ મહત્ત્વ ધરાવે છે.

કામદારોને ખસેડીને તેને બદલે યંત્રો ગોઠવી દેવાની ક્રિયા ઝડપી બનાવીને, અને એક છેડે સંપત્તિ તથા બીજે છેડે ગરીબી પેદા કરીને સાધવામાં આવતા મૂડીના સંચયથી, "અનામત શ્રમસેના" તરીકે ઓળખાતી પરિઘટના, અથવા કામદારોનો "સાપેક્ષ વધારો", અથવા "મૂડીવાદી અતિવસતિ"ની સ્થિતિ, પણ ઉત્પન્ન થાય છે, જે અત્યંત વિવિધ રૂપો ધારણ કરે છે અને ઉત્પાદનને એકદમ ઝડપથી વિસ્તારવામાં મૂડીને સહાય કરે છે. તેને ધિરાણની સગવડો તથા ઉત્પાદનનાં સાધનોના રૂપમાં મૂડીના સંચયની સાથે લઈએ તો અતિ-ઉત્પાદનની **કટોકટીઓને** સમજવાની ચાવી મળે છે. એવી કટોકટીઓ મૂડીવાદી દેશોમાં સમય સમય પર આવી પડતી હોય છે— શરૂઆતમાં સરેરાશ પ્રત્યેક દસ વરસે, અને આગળ જતાં વધારે લાંબી તથા ઓછી ચોક્કસ મુદતો બાદ. આપણે મૂડીવાદી સમાજમાં થતા મૂડીસંચયથી, જેને જંગલી સંચય તરીકે ઓળખવામાં આવે છે તેને, જુદો તારવવો જ જોઈએ: ઉત્પાદનનાં સાધનોથી કામદારને બળજબરીથી અળગો કરવો, કિસાનોને જમીન ઉપરથી હાંકી કાઢવા, સામુદાયિક જમીન ચોરીને હડપ કરી જવી સંસ્થાનોની પ્રથા અને રાષ્ટ્રીય કરજા, રક્ષણાત્મક જકાત, અને એવું જ બીજું ઘણું. "જંગલી સંચય" એક છેડે "સ્વતંત્ર" સર્વહારાનું સર્જન કરે છે, અને બીજે છેડે નાણાના માલિકનું, મૂડીદારનું, સર્જન કરે છે.

**"મૂડીવાદી સંચયની ઐતિહાસિક વૃત્તિનું"** વર્ણન માર્ક્સે નીચેના પ્રસિદ્ધ શબ્દોમાં કર્યું છે: "સીધા પ્રત્યક્ષ ઉત્પાદકોનું માલિકીહરણ નિર્દય જંગલીપણાથી અને અત્યંત કુટિલ, અત્યંત ગંદી, અત્યંત પામર અને અત્યંત હલકટ અધમ લાગણીઓના જોરની હાલતમાં સાધવામાં આવે છે. છૂટાછવાયા સ્વતંત્ર મહેનતકશ માણસે પોતાના શ્રમના સંજોગો સાથે મેળ બેસાડીને ખુદ રચેલી ખાનગી મિલકતને (કિસાનોની તથા હાથકારીગરોની) હઠાવી દઈને તેને સ્થાને મૂડીવાદી ખાનગી મિલકતને મૂકવામાં આવે છે, જે બીજાના માત્ર નામ પૂરતા સ્વતંત્ર શ્રમના શોષણ ઉપર આધારિત હોય છે... જેનું માલિકીહરણ કરવાનું છે તે હવે ફક્ત પોતાને માટે કામ કરતો કામદાર નથી પરંતુ અનેક કામદારોનું શોષણ

કરતો મૂડીદાર છે. એ માલિકીહરણ મૂડીવાદી ઉત્પાદનના જ અંતર્ગત નિયમોના કાર્ય દ્વારા, મૂડીના કેંદ્રીકરણ દ્વારા, સિદ્ધ કરવામાં આવે છે. એક મૂડીદાર હંમેશાં અનેકની હત્યા કરે છે. આ કેંદ્રીકરણની સાથે સાથે, અથવા થોડાક મૂડીદારો દ્વારા અનેક મૂડીદારોના આ માલિકીહરણની સાથે સાથે, નિત્ય વિસ્તાર પામતા પાયા ઉપર, શ્રમની પ્રક્રિયાના સહકારી રૂપનો, વિજ્ઞાનના સભાન ટેકનિકલ ઉપયોગનો, ધરતીના પદ્ધતિસર ખેડાણનો, શ્રમનાં સાધનોના ફક્ત સહિયારી રીતે જ વાપરી શકાય એવાં શ્રમ-સાધનોમાં રૂપાંતરનો, ઉત્પાદનનાં સાધનોનો સંયોજિત સમાજીકૃત શ્રમનાં ઉત્પાદનનાં સાધનો તરીકે ઉપયોગ કરીને ઉત્પાદનનાં બધાં સાધનોની કરવામાં આવતી કરકસરનો, વિશ્વબજારની જાળમાં બધી પ્રજાઓને ફસાવી દેવાનો, અને તેની સાથે મૂડીવાદી અમલના આંતરરાષ્ટ્રીય લક્ષણનો, વિકાસ થતો જાય છે. રૂપાંતરની આ પ્રક્રિયાના બધા જ ફાયદાઓને બળજબરીથી પચાવી પાડનારા અને પોતાના ઇજારામાં જકડી લેનારા મૂડીસમ્રાટોની સતત ઘટતી જતી સંખ્યાની સાથે સાથે વિપદા, જુલમ, ગુલામી, અધોગતિ, અને શોષણનાં પરિમાણો વૃદ્ધિ પામતા જાય છે; પરંતુ તેની સાથે સાથે કામદાર વર્ગનો વિદ્રોહ પણ જોર પકડતો જાય છે, એવા વર્ગનો વિદ્રોહ કે જે સંખ્યામાં નિરંતર વધતો જાય છે, અને ખુદ મૂડીવાદી ઉત્પાદનની પ્રક્રિયાના તંત્ર દ્વારા જ શિસ્તબદ્ધ, સંયુક્ત, તથા સંગઠિત થતો જાય છે. જેની સાથે સાથે અને જેના અમલમાં ઉત્પાદનની રીત ફૂટી નીકળીને ફૂલીફાલી છે એ મૂડીનો ઇજારો જ ઉત્પાદનની રીતને જકડતી બેડી બની જાય છે. ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ અને શ્રમનું સમાજીકરણ આખરે એવા બિંદુએ પહોંચી જાય છે કે જ્યારે તેઓ પોતાના મૂડીવાદી આવરણ જોડે અસંગત બની જાય છે. એ આવરણ ધડાક કરતું ફાટી જઈને છિન્નવિચ્છિન્ન થઈ જાય છે. મૂડીવાદી ખાનગી મિલકતનો મૃત્યુઘંટ ગાજી ઊઠે છે. માલિકીહરણ કરનારાઓનું માલિકીહરણ કરી લેવામાં આવે છે" ('મૂડી', ગ્રંથ પહેલો).

માર્ક્સે 'મૂડી'ના દ્વિતીય ગ્રંથમાં આપેલું એકંદર સામાજિક મૂડીની વૃદ્ધિનું પૃથક્કરણ પણ નવું અને અત્યંત મહત્ત્વનું છે. અહીં પણ માર્ક્સ કોઈ એક અલગ ઘટનાનું નહિ પણ સામાન્ય ઘટનાનું પૃથક્કરણ કરે છે, સમાજના અર્થતંત્રના એક અંશનું નહિ પણ આખા અર્થતંત્રનું પૃથક્કરણ કરે છે. ક્લાસિકલ અર્થશાસ્ત્રીઓની ઉપરોક્ત ભૂલને સુધારીને માર્ક્સ સમગ્ર સામાજિક ઉત્પાદનને બે વિભાગોમાં વહેંચી નાખે છે: (૧) ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદન, અને (૨) વપરાશની ચીજોનું ઉત્પાદન. તેમણે એકંદર સામાજિક મૂડીના—એકના

પરિમાણોમાં વૃદ્ધિ પામે ત્યારે અને સંચયની હાલતમાં, એમ બન્ને સ્થિતિમાં—સંચારની વિગતવાર ચર્ચા સખ્યાબંધ ઉદાહરણો આપીને કરી છે. નફાનો સરેરાશ દર મૂલ્યના નિયમને આધારે કેવી રીતે રચાય છે એ સમસ્યાને મૂડીનો તૃતીય ગ્રંથ ઉકેલી આપે છે. આર્થિક વિજ્ઞાને માર્ક્સના મૂર્ત રૂપમાં આગળ ભરેલી ભારે મોટી ફાળ એ હકીકતમાં સમાયેલી છે કે તેમણે સમગ્ર સામાજિક અર્થતંત્રનું પૃથક્કરણ સામાન્ય આર્થિક ઘટનાના દૃષ્ટિબિંદુથી કર્યું છે, અણઘડ રાજકીય અર્થશાસ્ત્ર તથા આધુનિક "સીમાન્ત ઉપયોગિતાનો સિદ્ધાંત"ની[24] બાબતમાં લગાતાર મર્યાદા બની રહેતા અલગ અલગ કિસ્સાઓ અથવા હરીફાઈનાં બાહ્ય તથા ઉપલકિયાં અંગોના દૃષ્ટિબિંદુથી નહિ. માર્ક્સ પ્રથમ તો વધારાના મૂલ્યના ઉદ્‌ગમનું પૃથક્કરણ કરે છે અને પછી આગળ વધીને નફામાં, વ્યાજમાં, અને સાંથમાં તેના વિભાજન વિશે વિચાર કરે છે. વધારાનું મૂલ્ય અને ઉત્પાદનમાં રોકવામાં આવેલી કુલ મૂડી વચ્ચેનું પ્રમાણ એટલે નફો. "ખૂબ સંઘટિત" મૂડી (અર્થાત્ અસ્થાયી મૂડીની ઉપર સ્થાયી મૂડીનું સામાજિક સરેરાશ કરતાં વધારે વર્ચસ્વ ધરાવતી મૂડી) નફાનો સરેરાશ કરતાં નીચો દર ઉત્પન્ન કરે છે, "ઓછી સંઘટિત" મૂડી નફાનો સરેરાશ કરતાં ઊંચો દર ઉત્પન્ન કરે છે. બન્ને દાખલાઓમાં, મૂડીદારો વચ્ચેની હરીફાઈ અને પોતાની મૂડીને એક શાખામાંથી બીજી શાખામાં ફેરવી નાખવાની તેમની આઝાદી, નફાના દરને સરેરાશ સુધી ઘટાડી નાખશે. અમુક ચોક્કસ સમાજમાં બધાં પણ્યોનાં મૂલ્યોનો કુલ સરવાળો પણ્યોની કિંમતોના કુલ સરવાળા જોડે મેળ ખાય છે, પરંતુ અલગ અલગ સાહસોમાં અને ઉત્પાદનની શાખાઓમાં, હરીફાઈને પરિણામે, પણ્યોને તેમનાં મૂલ્યો પ્રમાણે નહિ પરંતુ **ઉત્પાદનની કિંમતોએ** (અથવા ઉત્પાદન-કિંમતોએ) વેચવામાં આવે છે, જે રોકાયેલી મૂડી અને સરેરાશ નફાના સરવાળા સમાન હોય છે.

એ રીતે, કિંમતો અને મૂલ્યો વચ્ચેના અંતરની અને નફાઓના સમીકરણની સુવિદિત અને નિર્વિવાદ હકીકતને માર્ક્સે મૂલ્યના નિયમના આધારે પૂર્ણ રીતે સમજાવી છે, કેમ કે બધાં પણ્યોનાં મૂલ્યોનો કુલ સરવાળો કિંમતોના કુલ સરવાળા જોડે મેળ ખાય છે. પરંતુ, (સામાજિક) મૂલ્યનું (અલગ અલગ) કિંમતો જોડે સમીકરણ સાદી અને પ્રત્યક્ષ રીતે નહિ પણ ખૂબ અટપટી રીતે થાય છે. તદ્દન સ્વાભાવિક છે કે જે સમાજમાં પણ્યોના અલગ અલગ ઉત્પાદકો માત્ર બજાર દ્વારા જ સંકળાતા હોય તેમાં કાયદાનું પાલન કેવળ સરેરાશ,

સામાજિક, સામાન્ય પરિઘટના જ હોય, અને બન્ને દિશામાં થતાં વ્યક્તિગત સ્ખલનો અરસપરસ એકબીજાનો છેદ ઉડાડી દે.

શ્રમની ઉત્પાદકતામાં વધારો, અસ્થાયી મૂડીની સરખામણીમાં સ્થાયી મૂડીની અધિક ઝડપી વૃદ્ધિ સૂચિત કરે છે. વધારાનું મૂલ્ય માત્ર અસ્થાયી મૂડીનું કાર્ય છે એટલા પૂરતું સ્પષ્ટ છે કે નફાનો દર મૂડીના અસ્થાયી વિભાગના સંબંધમાં નહિ પણ સમગ્ર મૂડીના સંબંધમાં (વધારાના મૂલ્યનું પ્રમાણ) નીચો થવાનું વલણ ધારણ કરે છે. આ વલણનું અને તેને છુપાવતા કે તેની પ્રતિક્રિયા કરતા સંખ્યાબંધ સંજોગોનું માર્ક્સે વિગતવાર પૃથક્કરણ કર્યું છે. 'મૂડી'ના તૃતીય ગ્રંથના, વ્યાજખોરની મૂડી, વેપારી મૂડી, અને નાણાકીય મૂડી વિશેના ખૂબ રસપ્રદ વિભાગોની ચર્ચા કરવા રોકાયા વગર આપણે અત્યંત મહત્ત્વના વિભાગ પર—સાંથના સિદ્ધાંત પર—પહોંચી જવું જ જોઈએ. જમીનનો વિસ્તાર મર્યાદિત છે, અને જમીન વ્યક્તિગત ખાનગી માલિકોના હાથમાં છે, એટલે ખેતીની પેદાશોના ઉત્પાદનની કિંમત, સરેરાશ કોટિની જમીનમાં થતા ઉત્પાદનના ખર્ચના આધારે નહિ પણ ખરાબમાં ખરાબ જમીનમાં થતા ઉત્પાદનના ખર્ચના આધારે નિર્ધારિત થાય છે; ઊપજને બજારમાં પહોંચાડવાના સરેરાશ સંજોગોના આધારે નહિ પણ ખરાબમાં ખરાબ સંજોગોના આધારે નિર્ધારિત થાય છે. એ કિંમત અને વધારે સારી જમીનમાં (કે વધારે સારા સંજોગોમાં) થતા ઉત્પાદનની કિંમત વચ્ચેનો તફાવત **ભેદમૂલક** સાંથ બને છે. તેનું વિગતવાર પૃથક્કરણ કરતાં અને બતાવતાં કે જમીનના વિવિધ ટુકડાઓની ફળદ્રૂપતાના તફાવતમાંથી તથા જમીનમાં રોકવામાં આવેલી મૂડીના પ્રમાણોના અંતરમાંથી તે કેવી રીતે ઉદ્ભવે છે, માર્ક્સ રિકાર્ડોની ભૂલને ('વધારાના મૂલ્યના સિદ્ધાંતો' પણ જુઓ, જેમાં રોડબેર્ટસની ટીકા નોંધપાત્ર છે) પૂર્ણ રીતે ખુલ્લી પાડે છે. રિકાર્ડોની માન્યતા એવી હતી કે વધારે સારી જમીનમાંથી વધારે ખરાબ જમીનમાં ક્રમવાર સતત સંક્રમણ થતું રહે ત્યારે જ ભેદમૂલક સાંથ ઉદ્ભવે છે. એથી ઊલટું, વિપરીત ક્રમનાં સંક્રમણો પણ હોઈ શકે, જમીન એક પ્રકારમાંથી બીજા પ્રકારોમાં પલટાઈ જાય (ખેતીને લગતી ટેકનીકોમાં પ્રગતિ થવાને કારણે, શહેરોના ઉત્કર્ષને કારણે, વગેરે, વગેરે). મૂડીવાદની ખામીઓ, મર્યાદાઓ, તથા આંતરવિરોધો માટે કુદરતને દોષિત ઠરાવનાર બદનામ "ઘટતા મળતરનો નિયમ" ગંભીર રીતે ભૂલભરેલો છે. તદુપરાંત, ઉદ્યોગની બધી શાખાઓમાં અને સામાન્ય રૂપે રાષ્ટ્રીય અર્થતંત્રમાં નફાનું સમીકરણ, હરીફાઈની સંપૂર્ણ સ્વતંત્રતાની તથા એક શાખામાંથી બીજી શાખામાં મૂડીના મુક્ત વહેણની

પૂર્વધારણા કરે છે. પરંતુ જમીનની ખાનગી માલિકી ઈજારદારીને ઉત્પન્ન કરે છે, જે મુક્ત વહેણને અવરોધે છે. એ ઈજારદારીને કારણે, જ્યાં મૂડી ઓછી સંઘટિત હોય, અને પરિણામે નફાનો દર અલગ રીતે વધારે ઊંચો હોય, ત્યાં ખેતીની પેદાશો નફાના દરના સમીકરણની તદ્દન મુક્ત પ્રક્રિયામાં પ્રવેશ કરતી નથી. ઈજારદાર તરીકે જમીનદાર કિંમતને સરેરાશથી ઊંચી રાખી શકે છે, અને એ ઈજારદારીની કિંમત **નિરપેક્ષ** સાંથ ઉત્પન્ન કરે છે. મૂડીવાદમાં ભેદમૂલક સાંથનો અંત ન આણી શકાય પરંતુ નિરપેક્ષ સાંથનો અંત તો આણી **શકાય**— દાખલા તરીકે જમીનના રાષ્ટ્રીયકરણ દ્વારા, તેને રાજ્યની મિલકત બનાવી દઈને. એથી ખાનગી જમીનદારોની ઈજારદારીના પાયા ખોદાઈ જશે અને તેનો અર્થ ખેતીમાં હરીફાઈની સ્વતંત્રતાની વધારે સુસંગત અને પરિપૂર્ણ પ્રવૃત્તિનો થશે. એટલે જ, માર્ક્સ નિર્દેશ કરે છે તેમ, મૂડીવાદી ઉદ્દામવાદીઓએ ઈતિહાસના ક્રમ દરમિયાન, જમીનના રાષ્ટ્રીયકરણની આ પ્રગતિશીલ મૂડીવાદી માગને ફરીફરીને આગળ ધરી છે. એવી માંગ મોટા ભાગના મૂડીદારોને ભયભીત પણ કરે છે, કેમ કે તે બીજી એક ઈજારદારીને પણ સાવ નજીકથી અસર કરે છે, એવી ઈજારદારીને અસર કરે છે કે જે આજના જમાનામાં ખાસ મહત્ત્વની અને "શીઘ્રગ્રાહી" છે—એ છે સામાન્ય રૂપમાં ઉત્પાદનનાં સાધનોની ઈજારદારી. (મૂડીના નફાના સરેરાશ દરના અને નિરપેક્ષ સાંથના પોતાના સિદ્ધાંતનું અજબ સરળ, સંક્ષિપ્ત, અને સ્પષ્ટ વિવરણ માર્ક્સે પોતે જ ૧૮૬૨ના ઑગસ્ટની બીજી તારીખે લખેલા પત્રમાં આપ્યું છે. જુઓ 'બ્રીફ્વેક્સેલ', ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૭૭—૮૧; તેમ જ ૧૮૬૨ના ઑગસ્ટની નવમી તારીખનો પત્ર, એ જ પુસ્તક, પૃષ્ઠ ૮૬—૮૭.) સાંથના ઈતિહાસના સંબંધમાં માર્ક્સે કરેલા પૃથક્કરણની નોંધ લેવાનું પણ મહત્ત્વનું છે. તેમાં તેમણે બતાવ્યું છે કે શ્રમ-સાંથનું (ઉમરાવની જમીનમાં કામ કરીને કિસાન વધારાની પેદાશ ઉત્પન્ન કરે છે) રૂપાંતર ઊપજ કે જણસના રૂપમાં ચૂકવવામાં આવતી સાંથમાં (કિસાન પોતાની જ જમીનમાં વધારાની પેદાશ ઉત્પન્ન કરે છે અને "બિન-આર્થિક બંધન"ને કારણે જમીનદારને હવાલે કરી દે છે) કેવી રીતે થાય છે, પછી તેનું રૂપાંતર નાણા-સાંથમાં (જણસરૂપી સાંથ કે જેને પણ્ય ઉત્પાદનના વિકાસના પરિણામે નાણામાં પલટાવી દેવામાં આવે છે—પુરાણા રશિયામાં ઓબ્રોક), કેવી રીતે થાય છે, અને છેલ્લે, મજૂરોને કામે રાખીને ખેતીનો ધંધો કરતો માણસ જ્યારે કિસાનનું સ્થાન લઈ લે છે ત્યારે, તેનું રૂપાંતર મૂડીવાદી સાંથમાં કેવી રીતે થાય છે. "મૂડીવાદી સાંથની ઉત્પત્તિ"ના આ પૃથક્કરણના સંબંધમાં, માર્ક્સે

વ્યક્ત કરેલા **ખેતીમાં મૂડીવાદની ઉત્ક્રાંતિને** લગતા ઘણા ગહનગંભીર વિચારોની (રશિયા જેવા પછાત દેશો માટે ખાસ મહત્ત્વ ધરાવતા) નોંધ લેવી ઘટે. "વધુમાં, પૈસા માટે કામે રહેતા મુફલિસ દહાડિયાઓનો વર્ગ જાણસરૂપી સાંથના નાણા-સાંથમાં રૂપાંતરની સાથે અનિવાર્ય રીતે અસ્તિત્વમાં આવે છે એટલું જ નહિ પરંતુ તે એવા રૂપાંતરને પૂર્વનિર્ધારિત પણ કરે છે. આ નવો વર્ગ પોતાની ઉત્પત્તિ દરમિયાન જ્યારે ફક્ત છૂટીછવાઈ રીતે જ દેખા દેતો હોય છે ત્યારે, વધારે સગવડ ધરાવતા ખેડૂતોમાં સાંથની ચૂકવણીની શરતે ખેતીના રોજી-મજૂરોનું શોષણ પોતાને જ હિસાબે કરવાનો રિવાજ જરૂર વિકસે જ છે—લગભગ સામંતશાહી જમાનાની જેમ જ કે જ્યારે વધારે સુખી ખેડૂત-ખેતગુલામો પોતે પણ ખેતગુલામો રાખતા હતા. એ રીતે, તેઓ ધીરે ધીરે અમુક પ્રમાણમાં સંપત્તિનો સંચય કરવાની તથા પોતે જ ભાવિ મૂડીદારોમાં રૂપાંતરિત થઈ જવાની શક્યતા પ્રાપ્ત કરે છે. જમીનની ઉપર પોતાની મેળે જ કબજો જમાવી બેઠેલા જમીનના કબજેદારો મૂડીવાદી સાંથીઓની શિશુ-શાળા ઉત્પન્ન કરે છે, જેનો વિકાસ ગ્રામવિસ્તારની સીમાઓની બહારના મૂડીવાદી ઉત્પાદનના સામાન્ય વિકાસ દ્વારા નિર્ધારિત થાય છે ('મૂડી', ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૩૩૨). ખેતી કરતી વસતિના એક ભાગનું માલિકીહરણ અને તેની હકાલપટ્ટીએ મજૂરોને, તેમનાં ગુજરાનનાં સાધનોને અને શ્રમ માટેની સામગ્રીને, ઔદ્યોગિક મૂડી માટે મુક્ત કરી એટલું જ નહિ પરંતુ દેશી બજારનું સર્જન પણ કર્યું ('મૂડી', ગ્રંથ પહેલો, પૃષ્ઠ ૭૭૮). ગામોની વસતિનું દરિદ્રીકરણ તથા પાયમાલી, મૂડીને માટે મજૂરોની અનામત સેનાના સર્જનમાં, પોતાનો ભાગ ભજવે છે. પ્રત્યેક મૂડીવાદી દેશમાં, "ખેતી કરતી વસતિનો અમુક હિસ્સો એ કારણે સતત શહેરી, અથવા ચીજો બનાવતા, સર્વહારા વર્ગની સ્થિતિમાં પહોંચી જવાની અણિ ઉપર રહેતો હોય છે... સાપેક્ષ રીતે વધારાની વસતિનો આ સ્રોત સતત વહેતો રહે છે... ખેતમજૂરની અવસ્થા એ કારણે ઓછામાં ઓછા વેતનની કક્ષા સુધી નીચે ઊતરી જાય છે, અને તેનો એક પગ નિરંતર કંગાલિયતના કાંપમાં ખૂંપેલો હોય છે" ('મૂડી', ગ્રંથ પહેલો, પૃષ્ઠ ૬૬૮). કિસાન જે જમીન ખેડતો હોય તેની ઉપર તેની ખાનગી માલિકી નાના પાયાના ઉત્પાદનનો પાયો છે, અને તેની સમૃદ્ધિની તથા એ સમૃદ્ધિ કાયમી બની રહેવાની શરત છે. પરંતુ એવું નાના પાયાનું ઉત્પાદન તો સમાજના ફક્ત સંકુચિત અને પ્રારંભિક માળખા સાથે જ સુસંગત છે. મૂડીવાદમાં, "કિસાનોનું શોષણ ઔદ્યોગિક સર્વહારા વર્ગના શોષણથી ફક્ત રૂપની બાબતમાં જ ભિન્ન હોય છે, શોષક તો એક જ હોય

છે: મૂડી. વ્યક્તિગત મૂડીદારો ગીરોની પ્રથા દ્વારા અને વ્યાજખોરી દ્વારા વ્યક્તિગત કિસાનોનું શોષણ કરે છે, મૂડીદાર વર્ગ કિસાન વર્ગનું રાજ્યના કરો દ્વારા શોષણ કરે છે" ('ફ્રાંસમાં વર્ગસંઘર્ષ'). "કિસાનનું નાનકડું ખેતર હવે તો મૂડીદાર માટે એક બહાનું જ રહ્યું છે, જે તેને માટે જમીનમાંથી નફો, વ્યાજ, અને સાંથ ચૂસી લેવાનું, અને જમીનના ખેડનારની પોતાનું વેતન મેળવવાની ચિંતા તેની ઉપર જ છોડી દેવાનું શક્ય બનાવે છે" ('અઢારમી બ્રૂમેર'). કિસાન નિયમ રૂપે મૂડીવાદી સમાજને, અર્થાત્ મૂડીદાર વર્ગને, વેતનનો એક ભાગ પણ હવાલે કરી દે છે, અને પોતે "આઈરિશ સાંથી-ખેડૂતની દશા" જેટલો ઊંડો ઊતરી જાય છે—અને એ બધું ખાનગી માલિક બનવાના મિથ્યા મનોરથને ખાતર ('ફ્રાંસમાં વર્ગસંઘર્ષ'). "ઉત્પાદનની મૂડીવાદી રીત ધરાવતા દેશો કરતાં, નાના કિસાનની જમીનમાલિકીનું પ્રાધાન્ય ધરાવતા દેશોમાં, અનાજની કિંમતો નીચી હોય છે તેના કારણોમાંનું એક" શું છે? ('મૂડી', ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૩૪૦). કારણ એ છે કે કિસાન પોતાની વધારાની પેદાશનો એક ભાગ સમાજને (અર્થાત્ મૂડીદાર વર્ગને) મફત હવાલે કરી દે છે. ફળસ્વરૂપ, એ નીચી કિંમતો (અનાજ તથા ખેતીની બીજી ઊપજની) ઉત્પાદકોની શ્રમ-ઉત્પાદકતાનું કોઈ રીતે નહિ પણ તેમની ગરીબીનું જ પરિણામ છે ('મૂડી', ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૩૪૦). નાના પાયાના ઉત્પાદનનું સામાન્ય રૂપ બની રહેતી નાના ખેતરોની પદ્ધતિ મૂડીવાદમાં ક્ષીણ થતી જાય છે, ભાંગી પડે છે, અને નષ્ટ થઈ જાય છે. "જમીનના નાનકડા ટુકડાઓની માલિકીનું સ્વરૂપ જ શ્રમનાં સામાજિક ઉત્પાદક બળોના વિકાસને, શ્રમનાં સામાજિક રૂપોના વિકાસને, મૂડીની સામાજિક જમાવટના વિકાસને, મોટા પાયાના પશુપાલનના વિકાસને, અને વિજ્ઞાનના વધતા જતા ઉપયોગને બકાત રાખે છે. વ્યાજખોરી અને કરવેરાની પ્રથા તેને દરેક ઠેકાણે કંગાલ બનાવી નાખે છે. જમીનની ખરીદીમાં મૂડીનું રોકાણ એ મૂડીને ખેડકામમાંથી પાછી ખેંચી લે છે. તેની સાથે સાથે ઉત્પાદનનાં સાધનોનું અંતહીન વિભાજન અને ઉત્પાદકોની પોતાની વિચ્છિન્ન દશા પેદા થાય છે." (સહકારી સમિતિઓ, અર્થાત્ નાના કિસાનોનાં મંડળો, અત્યંત પ્રગતિશીલ મૂડીવાદી ભૂમિકા ભજવવાની સાથે સાથે, આ વલણને સમૂળગું દૂર કરી નાખ્યા વગર માત્ર નબળું પાડે છે; એ પણ ન જ ભૂલવું જોઈએ કે એ સહકારી સમિતિઓ સુખી કિસાનો માટે ઘણું ઘણું કરે છે, પણ ગરીબ કિસાનોના બહોળા સમુદાય માટે બહુ ઓછું—લગભગ નહિવત્—કરે છે; એ ઉપરાંત, એ સમિતિઓ પોતે જ કામે રખાતા

મજૂરોની શોષક બની જાય છે.) "માનવીની શક્તિની અમાનુષી બરબાદી, ઉત્પાદનની પરિસ્થિતિઓની વધતી જતી અવદશા, અને ઉત્પાદનનાં સાધનોની ઊંચી કિંમતો — એ છે જમીનના નાના ટુકડાઓની માલિકીનો અનિવાર્ય નિયમ.[25]" ઉદ્યોગની જેમ ખેતીમાં પણ મૂડીવાદ ઉત્પાદનની પ્રક્રિયાને "ઉત્પાદકની શહીદી"ની કિંમતે જ રૂપાંતરિત કરે છે. "ગ્રામીણ મજૂરોનો અધિક બહોળા વિસ્તારોમાં પ્રસાર તેમની પ્રતીકારની શક્તિને તોડી નાખે છે, જ્યારે શહેરના સંચાલકોની જમાવટ વૃદ્ધિ પામે છે. શહેરી ઉદ્યોગોની જેમ, આધુનિક ખેતીમાં પણ, ગતિમાન થયેલી વૃદ્ધિશીલ ઉત્પાદકતાને તથા શ્રમના જથ્થાને, શ્રમશક્તિની જ બરબાદી અને બીમારી મારફત ખાતમાની કિંમતે ખરીદવામાં આવે છે. એ ઉપરાંત, મૂડીવાદી ખેતીમાં બધી પ્રગતિ કેવળ મજૂરને લૂંટવાની જ નહિ પરંતુ ધરતીને પણ ચૂસી લેવાની કલામાં પ્રગતિ હોય છે... એટલે, મૂડીવાદી ઉત્પાદન ટેક્નોલોજીનો, અને વિવિધ પ્રક્રિયાઓને સાંકળી લેતી એક સામાજિક સમગ્રતાનો, વિકાસ સંપત્તિના મૂળ સ્રોતોનું — ધરતી તથા મજૂરનું — સત્ત્વ ચૂસી લઈને જ કરે છે" ('મૂડી', ગ્રંથ પહેલો, ૧૩મા પ્રકરણના અંતમાં).

### સમાજવાદ

ઉપર જણાવવામાં આવ્યું તે ઉપરથી સ્પષ્ટ છે કે માર્ક્સ, મૂડીવાદી સમાજના સમાજવાદી સમાજમાં રૂપાંતરની અનિવાર્યતાનો નિષ્કર્ષ, વર્તમાન સમાજના વિકાસના આર્થિક નિયમના જ પૂરેપૂરા અને એકમાત્ર આધારે તારવે છે. માર્ક્સના અવસાન પછીની અરધી સદી દરમિયાન, નિત્ય વધતી જતી ઝડપે આગળ ધપેલું અને મોટા પાયાના ઉત્પાદનના ઉત્કર્ષમાં, મૂડીવાદી કાર્ટેલોમાં, સિંડિકેટોમાં, તથા ટ્રસ્ટોમાં તેમ જ નાણાકીય મૂડીના પ્રસાર તથા પારાવાર વધેલી શક્તિમાં ખૂબ ચોટદાર રીતે વ્યક્ત થયેલું શ્રમનું સમાજીકરણ, સમાજવાદના અનિવાર્ય ઉદયનો મુખ્ય ભૌતિક પાયો પૂરો પાડે છે. એ રૂપાંતરનું બૌદ્ધિક તથા નૈતિક પ્રેરકબળ તથા તેને ભૌતિક રીતે સિદ્ધ કરનાર છે સર્વહારા વર્ગ, જેને મૂડીવાદે પોતે જ તાલીમ આપી છે. સર્વહારા વર્ગનો મૂડીદાર વર્ગની વિરુદ્ધ સંઘર્ષ, નિત્ય અધિક સમૃદ્ધ બનતાં જતાં અનેકવિધ રૂપોમાં અભિવ્યક્તિ પામતો જાય છે, અને અનિવાર્ય રીતે એવો રાજકીય સંઘર્ષ બની જાય છે કે જેનું ધ્યેય સર્વહારા વર્ગ દ્વારા રાજકીય સત્તા જીતી લેવાનું, "સર્વહારા વર્ગની

સરમુખત્યારી" સ્થાપવાનું, હોય છે. ઉત્પાદનનું સમાજીકરણ ઉત્પાદનનાં સાધનોની સમાજની માલિકીમાં, "માલિકીહરણ કરનારાઓના માલિકીહરણમાં" પરિણમ્યા વગર રહી શકે જ નહિ. શ્રમ-ઉત્પાદકતાનો અતિ ભારે ઉત્કર્ષ, ટૂંકો કામ-દિન, અને નાના પાયાના પ્રારંભિક અવસ્થાના તથા વેરવિખેર ઉત્પાદનના અવશેષોને સ્થાને, તેના ભંગારને સ્થાને, સામુદાયિક તથા ઉન્નત શ્રમ — એવાં છે એ રૂપાંતરનાં સીધાં પરિણામો. ખેતી અને ઉદ્યોગ વચ્ચેનાં બંધનોને મૂડીવાદ હંમેશને માટે તોડી નાખે છે, પરંતુ સાથે સાથે જ, પોતાના અસીમ વિકાસ દ્વારા એ બંધનોનાં નવાં તત્ત્વોને તૈયાર કરે છે, વિજ્ઞાનના સભાન પ્રયોગના તથા સામુદાયિક શ્રમની જમાવટના અને વસતિની પુનર્વહેંચણીના આધારે (એ રીતે ગામોની પછાત, વેરવિખેર, તથા અસંસ્કારી દશાનો તેમ જ મોટાં શહેરોમાં વ્યાપક લોકસમુદાયોની અસ્વાભાવિક જમાવટનો, એ બેઉનો અંત આણીને) ખેતી અને ઉદ્યોગના જોડાણના સંજોગો પેદા કરે છે. વર્તમાન મૂડીવાદનાં ઉચ્ચતમ રૂપો એક નવા પ્રકારના પરિવારને અસ્તિત્વમાં આણે છે, સ્ત્રીઓના દરજ્જાની બાબતમાં તથા નવી પેઢીના ઉછેરમાં નવી પરિસ્થિતિઓ પેદા કરે છે: સ્ત્રીઓ તથા બાળકોની મજૂરી, અને મૂડીવાદ દ્વારા પિતૃપ્રધાન પરિવારનું ખંડન, આધુનિક સમાજમાં અનિવાર્ય રીતે એકદમ ભયંકર, વિનાશક, અને ઘૃણાજનક રૂપો ધારણ કરે છે. તેમ છતાં, "આધુનિક ઉદ્યોગ સ્ત્રીઓને, તરુણ લોકોને, અને બન્ને જાતિનાં બાળકોને ઘરની બહાર, ઉત્પાદનની સામાજિક રીતે સંગઠિત પ્રક્રિયામાં, મહત્ત્વની ભૂમિકા ભજવવા આપીને પરિવારજીવનના બહેતર રૂપના તથા સ્ત્રી અને પુરુષ જાતિઓ વચ્ચે બહેતર રૂપ ધરાવતા સંબંધોના, આર્થિક પાયાનું સર્જન કરે છે. અલબત્ત, ટ્યુટોનિક-ખ્રિસ્તી પરિવારના રૂપને પરિપૂર્ણ અને અંતિમ ગણવામાં એટલી જ મૂર્ખાઈ છે જેટલી પ્રાચીન રોમન, પ્રાચીન ગ્રીક, અથવા પૌરસ્ત્ય રૂપોને એવાં ગણવામાં છે, જોકે એ બધાંને એકીસાથે જોવામાં આવે તો તેઓ ઐતિહાસિક વિકાસની હારમાળા બની રહે છે. તદુપરાંત, સ્પષ્ટ છે કે સામુદાયિક મહેનતકશ જૂથ, સ્ત્રીપુરુષ બેઉ જાતિઓની તરેહવાર નાનીમોટી વ્યક્તિઓનું બનેલું છે એ હકીકત, સરખા સંજોગોમાં આવશ્યક રીતે માનવતામય વિકાસ અંકિત કરે જ; જોકે આપમેળે વિકસિત પાશવી તથા મૂડીવાદી રૂપમાં, જ્યાં મજૂરની હયાતી ઉત્પાદનની પ્રક્રિયા માટે હોય છે, ઉત્પાદનની પ્રક્રિયાની હયાતી મજૂરને માટે નહિ, એ હકીકત ભ્રષ્ટતા તથા ગુલામીનું અનિષ્ટ ઉગમસ્થાન છે" ('મૂડી', ગ્રંથ પહેલો, ૧૩મા પ્રકરણના અંતમાં). કારખાનાની પ્રથા "ભાવિ કેળવણીનું બીજ ધરાવે છે, એવી કેળવણીનું

કે જે અમુક ઉંમરથી મોટા પ્રત્યેક બાળકની બાબતમાં ઉત્પાદક શ્રમની સાથે શિક્ષણ તથા વ્યાયામનું જોડાણ સાધશે, અને કેવળ સામાજિક ઉત્પાદનની કાર્યક્ષમતામાં વધારો કરવાની એક રીત તરીકે જ નહિ પણ પૂર્ણ-વિકસિત માનવીઓના ઘડતરની એકમાત્ર રીત તરીકે" ('મૂડી', ગ્રંથ પહેલો, ૧૩મા પ્રકરણના અંતમાં). માર્ક્સનો સમાજવાદ રાષ્ટ્રીયતાની તથા રાજ્યની સમસ્યાઓને એક જ ઐતિહાસિક કક્ષાએ મૂકે છે, અને તે માત્ર ભૂતકાળને સમજાવવાના જ અર્થમાં નહિ, ભવિષ્યને હિંમતભેર ભાખવાના તથા તેની સિદ્ધિ માટે હિંમતભરી અમલી પ્રવૃત્તિના અર્થમાં પણ. સામાજિક વિકાસના મૂડીવાદી યુગમાં રાષ્ટ્રો અનિવાર્ય પેદાશ છે, અનિવાર્ય રૂપ છે. "પોતાને રાષ્ટ્રનો એક હિસ્સો" બનાવ્યા વગર, "રાષ્ટ્રીય" ("જોકે શબ્દના મૂડીવાદી અર્થમાં નહિ") બન્યા વગર, કામદાર વર્ગ જોરાવર ન બની શકે, પરિપકવ ન થઈ શકે, અને આકાર ધારણ ન કરી શકે. પરંતુ, મૂડીવાદનો વિકાસ રાષ્ટ્રીય સીમા-અવરોધોને વધારે ને વધારે પ્રમાણમાં તોડી નાખે છે, રાષ્ટ્રીય એકલતાનો અંત આણે છે, રાષ્ટ્રીય વિરોધોને સ્થાને વર્ગવિરોધોને સ્થાપે છે. એટલે, વિકસિત મૂડીવાદી દેશોની બાબતમાં તદ્દન ખરું છે કે "કામદાર ઇન્સાનોને કોઈ દેશ નથી" અને કામદારોનું, ઓછામાં ઓછું સભ્ય દેશોના કામદારોનું, "સંયુક્ત કદમ સર્વહારા વર્ગની મુક્તિની પ્રથમ શરતોમાંની એક છે" ('કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'). જ્યારે સમાજ પરસ્પર મેળ ન સાધી શકે એવા વર્ગોમાં વહેંચાઈ ગયો, અને દેખીતી રીતે સમાજથી ઊંચા સ્થાને ખડી હોય એવી અને અમુક પ્રમાણમાં સમાજથી અળગી "સત્તા" વગર અસ્તિત્વ ટકાવી શકે એમ નહોતો ત્યારે, સમાજના વિકાસની ચોક્કસ કક્ષાએ, સંગઠિત બળજબરીનું રૂપ અંકિત કરતી રાજ્યસંસ્થા અનિવાર્ય રીતે અસ્તિત્વમાં આવી. વર્ગવિરોધોમાંથી ઉદ્‌ભવ પામતું રાજ્ય "અધિકતમ શક્તિશાળી અને આર્થિક વર્ચસ્વ ધરાવતા વર્ગનું રાજ્ય" બની જાય છે, "અને એ વર્ગ, રાજ્ય મારફત, રાજકીય વર્ચસ્વ ધરાવતો વર્ગ પણ બની જાય છે તથા એ રીતે પીડિત વર્ગને દબાવી રાખવાનાં તેમ જ તેનું શોષણ કરવાનાં નવાં સાધનો પ્રાપ્ત કરે છે. એ રીતે, પ્રાચીન યુગનું રાજ્ય સૌથી વધારે તો ગુલામોને દબાવી રાખવાનું ધ્યેય ધરાવતું ગુલામમાલિકોનું રાજ્ય હતું, સામંતશાહીનું રાજ્ય ખેતગુલામોને દબાવી રાખવા માટેનું ઉમરાવ વર્ગનું હથિયાર હતું, અને આધુનિક પ્રતિનિધિક રાજ્ય મૂડીદારો દ્વારા રોજી-મજૂરોના શોષણનું સાધન છે" (એંગેલ્સ, 'પરિવાર, ખાનગી મિલકત, અને રાજ્યની ઉત્પત્તિ'—આ કૃતિમાં લેખક પોતાના તથા માર્ક્સના

વિચારોનું વિવરણ કરે છે). મૂડીવાદી રાજ્યનું સૌથી વધારે આઝાદ અને અધિકતમ પ્રગતિશીલ રૂપ લોકશાહીવાદી પ્રજાસત્તાક, પણ આ હકીકતને કોઈ રીતે દૂર નથી કરતું, ફક્ત તેના રૂપમાં જ ફેરફાર કરે છે (સરકાર અને શૅરબજાર વચ્ચેની કડીઓ, અમલદારોની તથા પ્રેસની સીધી અને આડકતરી ભ્રષ્ટતા, વગેરે). સમાજવાદ વર્ગોની નાબૂદી સુધી લઈ જશે, અને એ રસ્તે રાજ્યની નાબૂદી સુધી પણ લઈ જશે. 'ડ્યૂહરિંગ ખંડન'માં એંગેલ્સ લખે છે: "જેને લીધે રાજ્ય પોતાને સાચેસાચ સમગ્ર સમાજનું પ્રતિનિધિ બનાવે છે એ પ્રથમ કાર્ય—ઉત્પાદનનાં સાધનોનો સમગ્ર સમાજના નામે કબજો લેવો તે—સાથે સાથે જ રાજ્ય તરીકેનું તેનું આખરી સ્વતંત્ર કાર્ય પણ છે. સામાજિક સંબંધોમાં રાજ્યની દખલગીરી એક પછી બીજા ક્ષેત્રમાં અનાવશ્યક બનતી જાય છે અને પછી પોતાની મેળે જ વિરમી જાય છે. વ્યક્તિઓના સંચાલનનું સ્થાન વસ્તુઓનો વહીવટ તથા ઉત્પાદનની પ્રક્રિયાઓનું સંચાલન લઈ લે છે. રાજ્યને 'નાબૂદ' નથી કરવામાં આવતું, એ વિલીન થઈ જાય છે."[26] "ઉત્પાદનની સંઘટના જેમાં ઉત્પાદકોના મુક્ત અને સમાન સહચારના આધારે થતી હશે એવો સમાજ રાજ્યના સમગ્ર તંત્રને તેના યથોચિત સ્થાને મૂકી દેશે: પ્રાચીન અવશેષોના સંગ્રહસ્થાનમાં, તકલી અને કાંસાની કુહાડીની બાજુમાં" (એંગેલ્સ, 'પરિવાર, ખાનગી મિલકત અને રાજ્યની ઉત્પત્તિ').

છેલ્લે, માલિકીહરણ કરનારાઓના માલિકીહરણના યુગમાં પણ જેમનું અસ્તિત્વ ચાલુ રહેવાનું છે એ નાના કિસાનોના સમુદાય તરફ માર્ક્સના સમાજવાદના વલણની બાબતમાં અમે માર્ક્સના વિચારો વ્યક્ત કરતું એંગેલ્સનું કથન ટાંકીશું: "જ્યારે રાજ્યસત્તા અમારા કબજામાં હશે ત્યારે મોટા જમીનદારોની બાબતમાં અમારે જબરજસ્તીથી માલિકીહરણ કરવું પડશે, પરંતુ નાના કિસાનોની બાબતમાં અમે એવો વિચાર સરખો પણ નહિ કરીએ (એટલે વળતર આપવા કે ન આપવાનો સવાલ જ નથી). નાના કિસાનની બાબતમાં અમારું કાર્ય, સૌપ્રથમ તો તેના ખાનગી ધંધાના તથા તેની ખાનગી મિલકતના, સહકારી ધંધામાં તથા સહકારી મિલકતમાં, સંક્રમણને જબરજસ્તીથી નહિ પરંતુ ઉદાહરણના પ્રભાવ દ્વારા, અને એ હેતુ માટે સામાજિક સહાયતા આગળ ધરીને, અમલમાં આણવાનું છે. ત્યાર પછી, નાના કિસાનોને જે ભાવિ ફાયદાઓ આજે પણ સાફ દેખાતા જ હશે તે બધા બતાવી આપવાના પુષ્કળ ઉપાયો આપણે અલબત્ત ઘડીશું જ" (ફ્રેડરિક એંગેલ્સ, 'ફ્રાંસ અને જર્મનીમાં કિસાનોનો સવાલ', પૃષ્ઠ ૧૭, આલેક્સેયેવા દ્વારા પ્રકાશિત; રશિયન ભાષાંતરમાં ભૂલો છે. મૂળ પાઠ 'નોયે ત્સાઈત'માં).

અગાઉના ભૌતિકવાદની એક મુખ્ય ખામીને, અર્થાત્ વ્યાવહારિક ક્રાંતિકારી પ્રવૃત્તિની પરિસ્થિતિને સમજવાની અથવા તેના મહત્ત્વની કદર કરવાની અશક્તિને, ૧૮૪૪-૪૫ જેટલી વહેલી તપાસી લીધા પછી માર્ક્સે પોતાની સૈદ્ધાંતિક કૃતિઓની સાથે સાથે સર્વહારા વર્ગસંઘર્ષની કાર્યનીતિ સંબંધી સમસ્યાઓની ઉપર જીવનભર અવિરત ધ્યાન આપ્યું છે. તેને લગતી અનહદ સામગ્રી તેમની **બધી જ** કૃતિઓમાં, અને વિશેષ રૂપે તેમના ઍંગેલ્સ સાથેના પત્રવ્યવહારના, ૧૯૧૩માં પ્રકાશિત, ચાર ગ્રંથોમાં ભરેલી પડી છે. એ સામગ્રીને ભેગી કરવાનું, વ્યવસ્થિત કરવાનું, જોઈ જવાનું, અને તેનો અભ્યાસ કરવાનું કામ હજુ બાકી છે. એટલે, અહીં અમારે એકદમ સામાન્ય સ્વરૂપના અને સંક્ષિપ્ત વિચારો પૂરતા જ, એ અંગ વગર ભૌતિકવાદ અપૂર્ણ, એકપક્ષી, અને ચેતનહીન હોવાની માર્ક્સની સમુચિત માન્યતા ઉપર ભાર મૂકવા પૂરતા જ, મર્યાદિત રહેવું પડશે. સર્વહારા વર્ગીય કાર્યનીતિના મૂળભૂત કાર્યની માર્ક્સની વ્યાખ્યા, તેમની ભૌતિકવાદી-દ્વંદ્વાત્મક વિશ્વ-ફિલસૂફીનાં બધાં જ વિધાનો જોડે, એકદમ સુસંગત છે. કોઈ ચોક્કસ સમાજના તમામ વર્ગો વચ્ચેના સંબંધોના કુલ સરવાળાની વસ્તુલક્ષી વિચારણા જ, એટલે એ સમાજે સાધેલા વિકાસની વસ્તુગત કક્ષાની તથા બીજા સમાજો સાથે તેના સંબંધોની વિચારણા જ, અગ્રગામી વર્ગની કાર્યનીતિના ખરા આધારનું કામ આપી શકે. તેની સાથે સાથે જ, બધા વર્ગોને તથા બધા દેશોને ગતિરહિત દૃષ્ટિએ નહિ પણ ગતિશીલ દૃષ્ટિએ નીરખવા જોઈએ, અર્થાત્ અચળતાની સ્થિતિમાં નહિ પરંતુ ગતિમાં ગણવા જોઈએ (જેના નિયમો પ્રત્યેક વર્ગના અસ્તિત્વની આર્થિક પરિસ્થિતિઓ દ્વારા નિર્ધારિત થાય છે). ગતિની બાબતમાં, ગતિને માત્ર ભૂતકાળના દૃષ્ટિબિંદુથી જ નહિ પરંતુ ભવિષ્યના દૃષ્ટિબિંદુથી પણ નીરખવી જોઈએ, અને તે પણ માત્ર મંદગતિનાં પરિવર્તનો જોઈ શકતા "ઉત્ક્રાંતિવાદીઓ" જેવા હીણા અર્થમાં નહિ પણ દ્વંદ્વાત્મક રીતે. માર્ક્સે ઍંગેલ્સને લખ્યું છે: "આવા મહાન ઐતિહાસિક વિકાસમાં વીશ વર્ષ એક દિવસથી મુદ્દલ વધારે ન ગણાય, જોકે આગળ જતાં એવા દિવસો પણ કદાચ આવે કે જેમાં વીશ વર્ષો સમાયેલાં હોય" ('બ્રીફ્વેખ્સેલ', ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૧૨૭[27]). વિકાસની પ્રત્યેક કક્ષાએ, પ્રત્યેક ઘડીએ, સર્વહારા વર્ગની કાર્યનીતિમાં માનવ ઇતિહાસની આ વસ્તુગત રીતે અનિવાર્ય દ્વંદ્વાત્મકતાને ધ્યાનમાં લેવી જ જોઈએ અને, એક તરફ, રાજકીય સ્થિરતાના અથવા

મંદગતિનાં, કહેવાતા "શાંતિમય", વિકાસના ગાળાઓનો ઉપયોગ અગ્રગામી વર્ગની વર્ગજાગૃતિને, તેની તાકાતને, અને તેના જોશને વિકસાવવા માટે કરવો જોઈએ; તથા બીજી તરફ, એવા ઉપયોગના બધા કાર્યનું સંચાલન એ વર્ગની આગેકૂચના "અંતિમ ધ્યેય"ની દિશામાં, "વીશ વર્ષોને" પોતાની અંદર સમાવી લેતા મહાન દિવસોના મહાન કાર્યોના અમલી ઉકેલો શોધી કાઢવાની શક્તિ એ વર્ગમાં ઉત્પન્ન કરવાની દિશામાં, કરવું જોઈએ. આ સંબંધમાં, માર્ક્સની દલીલોમાંની બે વિશેષ મહત્ત્વની છે: એક દલીલ 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા'માં છે અને સર્વહારા વર્ગના આર્થિક સંઘર્ષ તથા આર્થિક સંગઠનો વિશે છે; બીજી દલીલ 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'માં છે અને સર્વહારા વર્ગનાં રાજકીય કર્ત્તવ્યો વિશે છે. પહેલી દલીલ આ પ્રમાણે છે: "મોટા પાયાનો ઉદ્યોગ એક જ ઠેકાણે એકબીજાથી અજાણ્યા લોકોનો સમૂહ ભેગો કરે છે. હરીફાઈ તેમનાં હિતોને વિભાજિત કરે છે. પરંતુ રોજીના ધોરણની જાળવણી, માલિકની વિરુદ્ધ તેમનું સહિયારું હિત, તેમને પ્રતિકારના સહિયારા વિચારમાં—જોડાણ સાધવાના ખ્યાલમાં—એક કરે છે... શરૂઆતનાં છૂટાંછવાયાં જોડાણો મારફત આગળ જતાં જૂથો રચાય છે... અને નિરંતર સંયુક્ત રહેતી મૂડીના સામનામાં તેમને (અર્થાત્ કામદારોને) માટે રોજીના ધોરણની જાળવણી કરતાં, મંડળની જાળવણી વધારે અગત્યની બની જાય છે... એ સંઘર્ષમાં—યથાર્થ આંતરવિગ્રહમાં—આગામી લડાઈ માટે જરૂરી બધાં તત્ત્વો એક થઈ જાય છે અને વિકસે છે. આર્થિક મંડળ એ બિંદુએ પહોંચે ત્યારે રાજકીય સ્વરૂપ ધારણ કરી લે છે."[28] અહીં આપણને આર્થિક સંઘર્ષનાં તથા કામદાર ચળવળનાં, આગામી કેટલાય દાયકા માટેનાં, સર્વહારા વર્ગે "આગામી લડાઈ" માટે પોતાનાં દળોને તૈયાર કરવાના લાંબા ગાળા માટેનાં, કાર્યક્રમ તથા કાર્યનીતિ મળે છે. આ બધું બ્રિટિશ કામદાર આંદોલનના માર્ક્સ અને એંગેલ્સે આપેલા સંખ્યાબંધ સંદર્ભો જોડે સરખાવવું જોઈએ. તેમાં બતાવવામાં આવ્યું છે કે ઔદ્યોગિક "સમૃદ્ધિ" કેવી રીતે "સર્વહારા વર્ગને ખરીદી લેવાના" પ્રયત્નોમાં ('બ્રીફવેખ્સેલ', ગ્રંથ પહેલો, પૃષ્ઠ ૧૩૬[29]), અને કામદારોને સંઘર્ષથી જુદી દિશામાં વાળવાના પ્રયત્નોમાં, પરિણમે છે; એ સમૃદ્ધિ સામાન્ય રીતે કેવી રીતે "કામદારોને નિરુત્સાહ કરે છે" (ગ્રંથ બીજો, પૃષ્ઠ ૨૧૮[30]), બ્રિટિશ સર્વહારા વર્ગનું કેવી રીતે "મૂડીવાદીકરણ" થઈ જાય છે—"બધાં રાષ્ટ્રોમાં સૌથી વધારે મૂડીવાદી એ રાષ્ટ્ર, મૂડીવાદી અમીરવર્ગ ધરાવવાનું અને મૂડીદાર વર્ગની સાથે સાથે મૂડીવાદી સર્વહારા વર્ગ ધરાવવાનું અંતિમ ધ્યેય સેવતું દેખાય છે" (ગ્રંથ બીજો, પૃષ્ઠ

૨૯૦[31]); તેનું “ક્રાંતિકારી કૌવત” કેવી રીતે નીતરી જાય છે (ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૧૨૪[32]); “બ્રિટિશ કામદારો પોતાના દેખીતા મૂડીવાદથી પોતાને મુક્ત કરે” (ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૧૨૭[33]) તે પહેલાં, સમયના લગભગ લાંબા ગણાય એવા ગાળા સુધી રાહ જોવાનું કેવી રીતે જરૂરી બનશે; બ્રિટિશ કામદાર આંદોલનમાં કેમ “ચાર્ટિસ્ટો જેવા જોમનો અભાવ છે”[34] (૧૮૬૬; ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૩૦૫)[35]; બ્રિટિશ કામદારોના નેતાઓ “ઉદ્દામવાદી મૂડીવાદી અને કામદાર” એ બેઉની વચ્ચેના પ્રકારના (હોલિયોકના[36] સંબંધમાં, ગ્રંથ ચોથો, પૃષ્ઠ ૨૦૯) કેવી રીતે બની રહ્યા છે; બ્રિટનની ઈજારદારીને લીધે અને એ ઈજારદારી ચાલે ત્યાં સુધી, કેમ “બ્રિટિશ મહેનતકશ માણસ મુદ્દલ હલશે નહિ”[37] (ગ્રંથ ચોથો, પૃષ્ઠ ૪૩૩). કામદાર વર્ગની ચળવળના વહેણના (**અને પરિણામના**) સંબંધમાં આર્થિક સંઘર્ષની કાર્યનીતિનો અહીં નોંધપાત્ર રીતે વિસ્તૃત, સર્વાંગી, દ્વંદ્વાત્મક, અને સાચેસાચા ક્રાંતિકારી દૃષ્ટિબિંદુએ વિચાર કરવામાં આવ્યો છે.

‘કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું’માં રાજકીય સંઘર્ષની કાર્યનીતિ વિશે મૂળભૂત માર્ક્સવાદી સિદ્ધાંત રજૂ કરવામાં આવ્યો છે: “કોમ્યુનિસ્ટો કામદાર વર્ગનાં તાત્કાલિક લક્ષ્યો તથા હિતો ખાતર લડે છે. પરંતુ વર્તમાન આંદોલનમાં તેઓ આંદોલનના ભાવિનું પ્રતિનિધિત્વ કરે છે તથા ધ્યાન રાખે છે.” એ કારણે જ, માર્ક્સે ૧૮૪૮માં પોલૅંડની “કૃષિ ક્રાંતિ”ની પાર્ટીનું, “જેણે ૧૮૪૬માં ક્રેકોવનો બળવો[38] જગાવ્યો હતો એ પાર્ટીનું” સમર્થન કર્યું હતું. માર્ક્સે જર્મનીમાં ૧૮૪૮ અને ૧૮૪૯માં અત્યંત ક્રાંતિકારી લોકશાહીવાદીઓનું સમર્થન કર્યું હતું, અને તેમણે કાર્યનીતિ વિશે એ વખતે જે કંઈ કહ્યું હતું તે ત્યાર પછીના સમયમાં કદી પાછું લીધું નથી. જર્મન મૂડીદાર વર્ગને તેમણે એવું તત્ત્વ ગણ્યું હતું કે જે “શરૂઆતથી જ જનતાનો દ્રોહ કરવા તરફ” (માત્ર કિસાનપ્રજા સાથેના જોડાણથી જ મૂડીદાર વર્ગ માટે પોતાનાં ધ્યેયોને પૂર્ણ રીતે સિદ્ધ કરવાનું શક્ય બન્યું હોત) “અને જૂના સમાજના તાજધારી પ્રતિનિધિઓ જોડે તડજોડ કરવા તરફ ઢળતું હતું.” મૂડીવાદી-લોકશાહી ક્રાંતિના યુગમાં જર્મન મૂડીદાર વર્ગની વર્ગસ્થિતિનો માર્ક્સે તારવેલો સારાંશ — તેનું માર્ક્સે કરેલું પૃથક્કરણ — સમાજને ગતિમય સ્થિતિમાં તપાસતા ભૌતિકવાદનો નમૂનો છે, વળી એ પરીક્ષણ પીછેહઠ કરતી **અવળી** ગતિ પૂરતી જ મર્યાદિત નથી: “...આત્મવિશ્વાસ વગર, જનતામાં નિષ્ઠા વગર, ઉપર હોય તેની સામે બડબડાટ કરતો, નીચે હોય તેની સામે થરથરતો... વિશ્વ-ઝંઝાવાતથી

ભયત્રસ્ત... કોઈ પણ રીતે મુદ્દલ શક્તિ જ ન ધરાવતો, દરેક બાબતમાં તકડંચી કરતો... કોઈ પણ જાતની પહેલ વગરનો... તિરસ્કારપાત્ર ઘરડો માણસ કે જે પોતાનાં જરાજન્ય હિતોને ખાતર જોમદાર પ્રજાના પ્રથમ યૌવનસભર આવેગોને દોરીને આડે માર્ગે વાળવાની હાલતમાં આવી ગયો..." ('નોયે રાઇનિશે ત્સાઇતુંગ' ૧૮૪૮; જુઓ 'લિતેરારિશેર નાખલાસ', ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૨૧૨.).[39] લગભગ વીશ વર્ષ પછી, એંગેલ્સને લખેલા એક પત્રમાં ('બ્રીફ્વેખ્સેલ', ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૨૨૪) માર્ક્સે જાહેર કર્યું કે ૧૮૪૮ની ક્રાંતિ નિષ્ફળ ગઈ કારણ કે મૂડીદાર વર્ગે આઝાદી માટેની લડાઈની ખાલી સંભાવના જ હોવા છતાં, તેને બદલે ગુલામી સાથેની સુલેહને વધારે પસંદગી આપી હતી. ૧૮૪૮-૪૯ના ક્રાંતિકારી સમયનો અંત આવ્યો ત્યારે માર્ક્સે ક્રાંતિ જોડે રમત કરવાના કોઈ પણ પ્રયત્નનો વિરોધ કર્યો હતો (શાપર અને વિલિખ સામેનો તેમનો સંઘર્ષ), અને જેમાં "શાંતિમય" દેખાતી રીતની નવી ક્રાંતિઓ તૈયાર થઈ રહી હતી એ નવા તબક્કામાં કામ કરવાની શક્તિ ધરાવવાનો આગ્રહ રાખ્યો હતો. માર્ક્સ એ કામને જે ભાવનાથી ચલાવવામાં આવે એમ ઇચ્છતા હતા તે ૧૮૫૬માં, પ્રત્યાઘાતના અત્યંત અંધકારભર્યા સમયમાં, જર્મનીની પરિસ્થિતિના તેમના મૂલ્યાંકનમાં જોવા મળે છે: "જર્મનીમાં આખી વાતનો આધાર કિસાન-યુદ્ધના કોઈ નવા પુનરાવર્તન દ્વારા સર્વહારા ક્રાંતિને ટેકો આપવાની શક્યતા ઉપર રહેશે" ('બ્રીફ્વેખ્સેલ', ગ્રંથ બીજો, પૃષ્ઠ ૧૦૮[40]). જર્મનીમાં લોકશાહીવાદી (મૂડીવાદી) ક્રાંતિ અપૂર્ણ રહી હતી ત્યારે માર્ક્સે સર્વહારા વર્ગની કાર્યનીતિમાં બધું ધ્યાન કિસાનપ્રજાના લોકશાહી કૌવતને વિકસાવવા ઉપર કેંદ્રિત કર્યું. માર્ક્સના અભિપ્રાય મુજબ, લાસાલનું વલણ "વસ્તુગત રીતે... કામદારોની સમગ્ર ચળવળનો પ્રશિયાની તરફેણમાં દ્રોહ" (ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૨૧૦[41]) અંકિત કરતું હતું કેમ કે લાસાલ જંકરોને અને પ્રશિયન રાષ્ટ્રવાદને સાંખી લેવાની વૃત્તિ ધરાવતો હતો. માર્ક્સ અને એંગેલ્સની ભાવિ સંયુક્ત અખબારી જાહેરાત વિશે માર્ક્સ જોડે વિચારવિનિમય કરતાં એંગેલ્સે ૧૮૬૫માં લખ્યું છે: "...ઔદ્યોગિક સર્વહારા વર્ગના નામે માત્ર મૂડીદાર વર્ગની ઉપર જ હુમલો કરવો, અને મોટા સામંતશાહી ઉમરાવ વર્ગના કોરડા તળે ગ્રામીણ સર્વહારા વર્ગના પિતૃપ્રધાન શોષણ વિશે એક શબ્દ પણ ન ઉચ્ચારવો, એ તો કાયરતા છે" (ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૨૧૭[42]). ૧૮૬૪થી ૧૮૭૦ દરમિયાન, જર્મનીમાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિની પરિસમાપ્તિનો સમય જ્યારે પૂરો થઈ રહ્યો હતો ત્યારે, પ્રશિયન અને ઑસ્ટ્રિયન શોષક વર્ગોની એક યા બીજી રીતે **ઉપરથી** ક્રાંતિને પરિપૂર્ણ કરવાની મથામણનો, અંત આવી

રહ્યો હતો ત્યારે, માર્ક્સે બિસ્માર્કની જોડે લટકાંબાજી કરતા લાસાલને ધધડાવી નાખ્યો હતો એટલું જ નહિ પરંતુ "ઑસ્ટ્રિયાભક્તિ"માં, અને વિશિષ્ટતાવાદના બચાવની સ્થિતિમાં, સરી પડેલા લીબ્કનેખ્તની ભૂલને પણ સુધારી હતી; માર્ક્સે એવી ક્રાંતિકારી કાર્યનીતિની માગણી કરી હતી કે જે બિસ્માર્ક તેમ જ ઑસ્ટ્રિયાભક્તોનો એકસરખો કટ્ટર સામનો કરે, "વિજેતાને"—પ્રશિયન જુંકરને[43]—અનુકૂળ ન બની જાય પરંતુ પ્રશિયન લશ્કરી વિજયોથી સર્જાયેલી પરિસ્થિતિઓ **છતાં** તરત જ ક્રાંતિકારી સંઘર્ષ ફરી શરૂ કરી દે ('બ્રીફ્વેખ્સેલ', ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૧૩૪, ૧૩૬, ૧૪૭, ૧૭૯, ૨૦૪, ૨૧૦, ૨૧૫, ૪૧૮, ૪૩૭, ૪૪૦, ૪૪૧[44]). ૧૮૭૦ના સપ્ટેંબરની નવમી તારીખે ઈન્ટરનેશનલને કરેલા પ્રખ્યાત સંબોધનમાં માર્ક્સે ફ્રેંચ સર્વહારા વર્ગને એ સમયે વિદ્રોહની વિરુદ્ધ ચેતવણી આપી હતી, પરંતુ તેમ છતાં વિદ્રોહ જ્યારે ફાટી જ નીકળ્યો (૧૮૭૧) ત્યારે "સ્વર્ગની ઉપર છાપો મારનારા" લોકસમુદાયોની ક્રાંતિકારી પહેલકદમીને ઉત્સાહપૂર્વક વધાવી લીધી હતી (માર્ક્સે કુગેલ્માનને લખેલો પત્ર[45]). માર્ક્સના દ્વંદ્વાત્મક ભૌતિકવાદી દૃષ્ટિકોણથી, બીજી ઘણી પરિસ્થિતિઓની જેમ એ પરિસ્થિતિમાં પણ, સર્વહારા વર્ગીય સંઘર્ષના સામાન્ય વહેણમાં **તથા** તેના **પરિણામમાં**, ક્રાંતિકારી કદમનો પરાજય, કબજે કરી લેવામાં આવેલા સ્થાનનો ત્યાગ કરી દેવા કરતાં અને જંગ ખેલ્યા વગર શરણે જવા કરતાં, ન્યૂનતર અનિષ્ટ અંકિત કરતો હતો. એવી શરણાગતિથી સર્વહારા વર્ગ હતાશ બની ગયો હોત અને તેનું જોમ નબળું પડી ગયું હોત. માર્ક્સે રાજકીય નિષ્ક્રિયતા અને મૂડીવાદી કાયદેસરતાના સમયો દરમિયાન સંઘર્ષની કાનૂની રીતોના ઉપયોગની પૂરેપૂરી કદર કરતાં, સમાજવાદ-વિરોધી અસાધારણ કાનૂન[46] પસાર થયા પછી, ૧૮૭૭ અને ૧૮૭૮માં, મોસ્તના "ક્રાંતિકારી વાણીવિલાસ"ને સખત રીતે વખોડી કાઢ્યો હતો. સમાજવાદ-વિરોધી અસાધારણ કાનૂનના જવાબમાં અડગતા, દૃઢતા, અને ક્રાંતિકારી ભાવનાથી ગેરકાયદેસર સંઘર્ષનું હથિયાર અજમાવવાની તત્પરતા તરત વ્યક્ત ન કરનાર સત્તાવાર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ઉપર થોડા સમય માટે સવાર થઈ ગયેલા તકવાદની પણ તેમણે, એથી વધારે નહિ તો એથી જ્યારે ઓછી નહિ એવી સખત રીતે, ઝાટકણી કાઢી હતી ('બ્રીફ્વેખ્સેલ', ગ્રંથ ચોથો, પૃષ્ઠ ૩૯૭, ૪૦૪, ૪૧૮, ૪૨૨, ૪૨૪[47]; ઝોર્ગેને લખેલા પત્રો જોડે પણ સરખાવો).

જુલાઈ—નવેંબર, ૧૯૧૪ સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૬, પૃ. ૪૬—૮૧.

# ફ્રેડરિક એંગેલ્સ

કેવી મશાલ તર્કની, હવે જલતી નથી;
કેવું અનુપમ દિલ, હવે ધબકતું નથી![48]

૧૮૯૫ના ઑગસ્ટની પાંચમી તારીખે ફ્રેડરિક એંગેલ્સનું લંડનમાં અવસાન થયું. પોતાના મિત્ર કાર્લ માર્ક્સ (જેમનું અવસાન ૧૮૮૩માં થયું હતું) પછી, સમગ્ર સભ્ય જગતમાં ફ્રેડરિક એંગેલ્સ આધુનિક સર્વહારા વર્ગના સૌથી ઉત્તમ વિદ્વાન અને શિક્ષક હતા. દૈવયોગે કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ ભેગા થઈ ગયા ત્યારથી બન્ને મિત્રોએ પોતાનું જીવનકાર્ય સમાન ધ્યેયને સમર્પણ કરી દીધું હતું. એટલે, સર્વહારા વર્ગ માટે એંગેલ્સે શું કર્યું છે એ સમજવા માટે, વર્તમાન કામદાર વર્ગીય આંદોલનના વિકાસના સંબંધમાં માર્ક્સના બોધ અને કાર્યના મહત્ત્વનો સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ. માર્ક્સ અને એંગેલ્સ પ્રથમ માનવીઓ હતા જેમણે બતાવ્યું કે કામદાર વર્ગ અને તેની માંગો, મૂડીદાર વર્ગની સાથે સાથે અનિવાર્ય રીતે સર્વહારા વર્ગને પણ ઉત્પન્ન કરતી અને તેનું સંગઠન કરતી વર્તમાન આર્થિક વ્યવસ્થાનું આવશ્યક પરિણામ છે. તેમણે બતાવ્યું કે વર્તમાન સમયે જે દૂષણો માનવજાતિને પીડી રહ્યાં છે તેમાંથી તેને મુક્તિ, અમુક ઉમદા માનસવાળી વ્યક્તિઓના શુભાશયી પ્રયાસો નહિ પણ સંગઠિત સર્વહારા વર્ગનો વર્ગસંઘર્ષ જ અપાવશે. સમાજવાદ કંઈ સ્વપ્નશીલ લોકોએ ઉપજાવી કાઢેલી વાત નથી પરંતુ આધુનિક સમજનાં ઉત્પાદક બળોના વિકાસનું અંતિમ ધ્યેય અને આવશ્યક પરિણામ છે, એ હકીકતને પહેલી જ વાર વૈજ્ઞાનિક કૃતિઓમાં સમજાવનારા માર્ક્સ અને એંગેલ્સ હતા. આજ સુધીનો સમગ્ર લેખિત ઇતિહાસ વર્ગસંઘર્ષનો ઇતિહાસ છે, સમાજના અમુક વર્ગોની ઉપર બીજા વર્ગોના શાસનની અને વિજયોની પરંપરાનો ઇતિહાસ છે. અને વર્ગસંઘર્ષના તથા વર્ગીય વર્ચસ્વના પાયા—ખાનગી મિલકત અને અવ્યવસ્થિત સામાજિક ઉત્પાદન—અદૃશ્ય નહિ થઈ જાય ત્યાં સુધી એમ જ રહેશે. સર્વહારા વર્ગનાં હિતો એ પાયાઓનો વિનાશ માગે છે, એટલે સંગઠિત કામદારોનો સભાન વર્ગસંઘર્ષ એ પાયાઓની વિરુદ્ધ સંચાલિત કરવો જ જોઈએ. અને પ્રત્યેક વર્ગસંઘર્ષ રાજકીય સંઘર્ષ છે.

માર્ક્સ અને એંગેલ્સના વિચારોને પોતાની મુક્તિ માટે લડતા બધા જ સર્વહારાઓએ હવે અપનાવી લીધા છે. પરંતુ ઓગણીસમી સદીના પાંચમા દાયકામાં બે મિત્રોએ જ્યારે સમાજવાદી સાહિત્યસર્જનમાં, અને પોતાના સમયની સામાજિક ચળવળોમાં, ભાગ લીધો ત્યારે એવા વિચારો તદ્દન નવલ હતા. એ વખતે મેધાવાન અને મેધાહીન, પ્રમાણિક અને અપ્રમાણિક, ઘણા લોકો હતા જે રાજકીય આઝાદીના સંઘર્ષમાં તથા ઝારોની, પોલીસની, અને પાદરીઓની આપખુદી વિરુદ્ધ સંઘર્ષમાં ડૂબેલા હોઈને, મૂડીદાર વર્ગનાં અને સર્વહારા વર્ગનાં હિતો વચ્ચેના વિરોધને જોઈ ન શક્યા. કામદારો સ્વતંત્ર સામાજિક પરિબળ તરીકે પ્રવૃત્તિ કરે એવા વિચારને મનમાં ધરવા એ લોકો તૈયાર નહોતા. બીજી તરફ, એવા ઘણા સ્વપ્નસેવીઓ પણ હતા, તેમાંના કેટલાક તો પ્રતિભાશાળી પણ હતા, જે માનતા કે સમકાલીન સામાજિક વ્યવસ્થાના અન્યાય વિશે શાસકો તથા શાસક વર્ગોને ફક્ત પ્રતીતિ કરાવવાની જ જરૂર છે, ત્યાર પછી તો આ પૃથ્વી ઉપર શાંતિ તથા સર્વસામાન્ય સુખસગવડ સ્થાપવાનું સરળ બની જશે. તેઓ સંઘર્ષ વિના સમાજવાદ સ્થાપવાનાં સ્વપ્નો સેવતા. છેલ્લે, એ સમયના લગભગ બધા સમાજવાદીઓ તથા સામાન્ય રીતે કામદાર વર્ગના મિત્રો સર્વહારા વર્ગને ફક્ત ગૂમડા તરીકે જ ગણતા, અને ઉદ્યોગના વિકાસની સાથે તેની વૃદ્ધિને ભયભીત નજરે જોતા. એટલે એ સૌ ઉદ્યોગના તથા સર્વહારા વર્ગના વિકાસને રોકવાના, "ઇતિહાસના ચક્ર"ને થંભાવવાના, ઉપાયની શોધમાં રહેતા. સર્વહારા વર્ગના વિકાસથી સામાન્ય રીતે ડરનારા માણસોમાં માર્ક્સ અને એંગેલ્સ સામેલ નહોતા. એથી ઊલટું, તેમણે તો પોતાની સમસ્ત આશાઓ તેની સતત વૃદ્ધિમાં કેંદ્રિત કરી હતી. સર્વહારાઓ જેમ જેમ વધતા જાય તેમ ક્રાંતિકારી વર્ગ તરીકેની તેમની શક્તિ પણ વધે અને સમાજવાદ વધારે નજીક આવતો જાય તથા વધારે શક્ય બનતો જાય. માર્ક્સ અને એંગેલ્સ તરફથી સર્વહારા વર્ગની સેવાઓને થોડાક શબ્દોમાં આમ વર્ણવી શકાય: પોતાને જ કેવી રીતે ઓળખવો અને પોતાને વિશે સભાન કેવી રીતે બનવું, એ તેમણે કામદાર વર્ગને શીખવ્યું અને સ્વપ્નોને સ્થાને વિજ્ઞાનની સ્થાપના કરી.

એટલે જ, એંગેલ્સના નામ તથા જીવન વિશે પ્રત્યેક કામદારને જ્ઞાન હોવું જોઈએ. એટલે જ, આ લેખસંગ્રહમાં, જેનું ધ્યેય અમારાં બધાં પ્રકાશનોની જેમ રૂસી કામદારોમાં વર્ગજાગૃતિ ઉત્પન્ન કરવાનું છે, અમારે એંગેલ્સનાં, આધુનિક સર્વહારા વર્ગના બે મહાન શિક્ષકોમાંના એકનાં, જીવન અને કાર્યનું રેખાંકન આપવું જ જોઈએ.

એંગેલ્સનો જન્મ પ્રશિયા રાજ્યના રાઇન પ્રાંતના બાર્મેન નામે સ્થાને ૧૮૨૦માં થયો હતો. તેમના પિતા કારખાનદાર હતા. એંગેલ્સને ૧૮૩૮માં, ઉચ્ચ શાળાભ્યાસ પૂરો કર્યા પહેલાં જ, કૌટુંબિક સંજોગોને કારણે, બ્રેમેનની એક વેપારી પેઢીમાં કારકુન તરીકે કામે વળગવું પડયું. વેપારી કામકાજ એંગેલ્સને વૈજ્ઞાનિક અને રાજકીય કેળવણી ચાલુ રાખતાં રોકી શક્યું નહિ. તે ઉચ્ચ શાળામાં હતા ત્યારથી જ આપખુદીને અને નોકરશાહોની જોહુકમીને ધિક્કારવા લાગ્યા હતા. તત્ત્વજ્ઞાનનો અભ્યાસ તેમને વધારે આગળ લઈ ગયો. એ સમયે હેગેલના સિદ્ધાંતો જર્મન ફિલસૂફીમાં પ્રધાનતા ધરાવતા હતા, અને એંગેલ્સ તેના અનુયાયી બની ગયા. હેગેલ બર્લિન વિશ્વવિદ્યાલયમાં પ્રોફેસર તરીકે પ્રશિયન રાજ્યની નોકરી કરતો હતો અને તેનો પ્રશંસક હતો, પરંતુ હેગેલના **સિદ્ધાંતો** ક્રાંતિકારી હતા. માનવીની તર્કશક્તિ અને અધિકારોમાં હેગેલની નિષ્ઠા અને તેની ફિલસૂફીમાં વિશ્વની પરિવર્તન તથા વિકાસની પ્રક્રિયા નિરંતર ચાલતી હોવાના આધારભૂત સિદ્ધાંત ઉપરથી, બર્લિનના એ પ્રોફેસરના કેટલાક શિષ્યો—જેમણે હયાત પરિસ્થિતિને સ્વીકારી લેવાનો ઇનકાર કર્યો હતો—એવા વિચાર ઉપર પહોંચ્યા કે વર્તમાન સંજોગો, પ્રવર્તિત અન્યાય, તથા અનિષ્ટની વિરુદ્ધ સંઘર્ષનું મૂળ પણ સનાતન વિકાસના સાર્વત્રિક નિયમમાં છે. જો બધી વસ્તુઓ વિકાસ પામતી રહેતી હોય, જો એક પ્રકારની સંસ્થાઓ બીજા પ્રકારની સંસ્થાઓ માટે સ્થાન ખાલી કરી આપતી હોય, તો પ્રશિયન રાજા કે રૂસી ઝારની આપખુદી, વ્યાપક બહુમતીની સમૃદ્ધિ, કે પછી જનતાની ઉપર મૂડીદાર વર્ગનું વર્ચસ્વ શા માટે નિત્ય ચાલુ જ રહે? હેગેલની ફિલસૂફીમાં ચિત્ત અને વિચારોની વાત હતી: તે **આદર્શવાદી** ફિલસૂફી હતી. ચિત્તના વિકાસ ઉપરથી તેણે પ્રકૃતિના, માનવીના, લોકોના સામાજિક સંબંધોના વિકાસની ધારણા કરી. માર્ક્સ અને એંગેલ્સે વિકાસની સનાતન પ્રક્રિયાનો* હેગેલનો વિચાર અપનાવી લીધો, પરંતુ તેની પૂર્વકલ્પિત આદર્શવાદી દૃષ્ટિનો અસ્વીકાર કર્યો; જીવન ઉપર દૃષ્ટિપાત કરતાં તેમણે જોયું કે ચિત્તનો વિકાસ પ્રકૃતિના વિકાસને સ્પષ્ટ કરતો નથી, પણ એથી ઊલટું, ચિત્તનું સ્પષ્ટીકરણ પ્રકૃતિમાંથી,

---

*માર્ક્સ અને એંગેલ્સે વારંવાર નિર્દેશ કર્યો છે કે પોતાના બૌદ્ધિક વિકાસ માટે તેઓ મહાન જર્મન તત્ત્વજ્ઞાનીઓના, ખાસ કરીને હેગેલના, બહુ જ ઋણી છે. એંગેલ્સે કહ્યું છે: "જર્મન ફિલસૂફી વગર વૈજ્ઞાનિક સમાજવાદ કદી અસ્તિત્વમાં આવ્યો જ ન હોત."[49]

ભૌતિક તત્ત્વમાંથી, મેળવવાનું રહે છે... હેગેલ અને બીજા હેગેલપંથીઓથી વિપરીત, માર્ક્સ અને એંગેલ્સ ભૌતિકવાદીઓ હતા. દુનિયાને અને માનવજાતિને ભૌતિક દૃષ્ટિએ જોતાં તેઓ સમજ્યા કે પ્રાકૃતિક ઘટનાઓની તળે ભૌતિક કારણો હોય છે, અને માનવ સમાજના વિકાસને ભૌતિક બળોનો, ઉત્પાદક બળોનો વિકાસ, નિર્ધારિત કરે છે. માનવીય જરૂરિયાતોને સંતોષવા માટે જરૂરી વસ્તુઓના ઉત્પાદનમાં માનવીઓ એકબીજા જોડે જે સંબંધોમાં આવે છે તે ઉત્પાદક બળોના વિકાસ ઉપર આધારિત હોય છે. અને સામાજિક જીવનની બધી જ ઘટનાઓ, માનવીય આકાંક્ષાઓ, વિચારો, અને નિયમોનું સ્પષ્ટીકરણ એ સંબંધોમાં જ સમાયેલું હોય છે. ઉત્પાદક બળોનો વિકાસ ખાનગી મિલકત ઉપર આધારિત સામાજિક સંબંધોનું સર્જન કરે છે, પરંતુ હવે આપણે જોઈએ છીએ કે ઉત્પાદક બળોનો એ જ વિકાસ બહુમતીને પોતાની મિલકતથી વંચિત કરી દે છે અને નહિવત્ લઘુમતીના હાથમાં કેંદ્રિત કરે છે, આધુનિક સામાજિક વ્યવસ્થાના આધારને, મિલકતને, નાબૂદ કરી નાખે છે, અને ખુદ બરાબર એ જ ધ્યેયની દિશામાં જહેમત કરે છે કે જેને સમાજવાદીઓએ પોતાને માટે નિર્ધારિત ધર્યું છે. સમાજવાદીઓને તો ફક્ત એટલું જ કરવાનું છે કે આધુનિક સમાજમાં કયું સામાજિક પરિબળ પોતાની સ્થિતિને કારણે સમાજવાદની સ્થાપનામાં રસ ધરાવે છે તે સમજી લેવું, અને પછી એ પરિબળમાં તેનાં પોતાનાં હિતો વિશેની અને તેના ઐતિહાસિક કાર્ય વિશેની જાગૃતિ પ્રેરિત કરવી. એ પરિબળ છે સર્વહારા વર્ગ. સર્વહારા વર્ગને જાણવાનો અવસર એંગેલ્સને ઈંગ્લૅંડના ઉદ્યોગકેંદ્ર માંચેસ્ટર શહેરમાં મળ્યો, જ્યાં તે પિતાની ભાગીદારીની એક વેપારી પેઢીમાં નોકરી લઈને ૧૮૪૨માં સ્થાયી થયા હતા. એંગેલ્સ કારખાનાના કાર્યાલયમાં બેસતા એટલું જ નહિ પરંતુ ગીચ અને ગંદા કામદાર લત્તાઓમાં પણ ફરતા, અને કામદારોની ગરીબી તથા દુર્દશાને નજરે જોતા. પરંતુ તેમણે પોતાને વ્યક્તિગત નિરીક્ષણો પૂરતા જ મર્યાદિત ન રાખ્યા. તેમણે બ્રિટિશ કામદાર વર્ગની હાલત વિશે પોતાના સમય પહેલાં જે કંઈ પ્રકટ થયું હતું તે બધું વાંચ્યું, અને જેટલા સત્તાવાર દસ્તાવેજો હાથમાં આવ્યા તે બધાનો કાળજીપૂર્વક અભ્યાસ કર્યો. એ અભ્યાસો તથા નિરીક્ષણોનું સુફળ હતું ૧૮૪૫માં પ્રકાશિત પુસ્તક 'ઈંગ્લૅંડમાં કામદાર વર્ગની હાલત'. એંગેલ્સે એ પુસ્તક લખીને બજાવેલી મોટી સેવાનો ઉલ્લેખ અમે પહેલાં જ કરી ચૂક્યા છીએ. તેમની પહેલાં પણ ઘણા લોકોએ સર્વહારા વર્ગની યાતનાઓનું વર્ણન કર્યું હતું અને તેને સહાય કરવાની આવશ્યકતા પ્રત્યે નિર્દેશ કર્યો હતો. પરંતુ પહેલી જ વાર એંગેલ્સે

જણાવ્યું કે સર્વહારા વર્ગ **કેવળ** પીડાતો વર્ગ જ **નથી**, હકીકતમાં સર્વહારા વર્ગની નામોશીભરી આર્થિક દશા જ તેને અદમ્ય રીતે આગળ ધકેલે છે અને પોતાની અંતિમ મુક્તિ માટે લડવાની ફરજ પાડે છે. અને જંગ ખેલતો સર્વહારા વર્ગ **પોતે જ પોતાને સહાય કરશે.** કામદાર વર્ગની રાજકીય ચળવળ કામદારોને અનિવાર્ય રીતે એવી સમજણ આપશે કે તેમની મુક્તિનો એકમાત્ર ઉપાય સમાજવાદમાં છે. બીજી તરફ, સમાજવાદ જ્યારે કામદાર **વર્ગના રાજકીય** સંઘર્ષનું ધ્યેય બની જશે ત્યારે જ પ્રબળ રૂપ ધારણ કરશે. ઇંગ્લૅંડના કામદાર વર્ગની હાલત વિશે ઍંગેલ્સના પુસ્તકના મુખ્ય વિચારો એવા છે, જે એ વખતે સાવ નવલ હતા પરંતુ જેને હવે તો વિચારતા અને લડતા તમામ સર્વહારાઓએ અપનાવી લીધા છે. એ વિચારો હૃદયંગમ શૈલીમાં લખાયેલા હતા, અને ઇંગ્લૅંડના સર્વહારા વર્ગની હાડમારીનાં અધિકતમ પ્રમાણભૂત તથા હૈયું છળી ઊઠે એવાં ચિત્રોથી ભરેલા પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યા હતા. એ પુસ્તક મૂડીવાદ અને મૂડીદાર વર્ગની વિરુદ્ધ ભયાનક તહોમતનામું હતું, અને તેની ઊંડી અસર પડી. દરેક ઠેકાણે ઍંગેલ્સની કૃતિનો નિર્દેશ, આધુનિક સર્વહારા વર્ગની હાલતનું શ્રેષ્ઠ ચિત્ર રજૂ કરતા પુસ્તક તરીકે થવા લાગ્યો. અને હકીકતમાં કામદાર વર્ગની હાડમારીનું એવું ચોટદાર અને સત્યદર્શી ચિત્ર ૧૮૪૫ પહેલાં કે ૧૮૪૫ પછી ક્યારેય પ્રકાશિત નથી થયું.

ઍંગેલ્સ ઇંગ્લૅંડ આવ્યા પછી સમાજવાદી બની ગયા. માંચેસ્ટરમાં તેમણે ઇંગ્લૅંડના કામદાર આંદોલનમાં એ સમયે સક્રિય લોકો જોડે સંપર્ક સાધ્યો અને ઇંગ્લૅંડના સમાજવાદી પ્રકાશનો માટે લેખો લખવાનું શરૂ કર્યું. ૧૮૪૪માં જર્મની પાછા જતાં રસ્તામાં પૅરિસમાં તેમને માર્ક્સ જોડે પરિચય થયો, જેમની સાથે પત્રવ્યવહાર તો તેમણે તે પહેલાં જ શરૂ કરી દીધો હતો. પૅરિસમાં ફ્રેંચ સમાજવાદીઓ તથા ફ્રેંચ જીવનના પ્રભાવ તળે માર્ક્સ પણ સમાજવાદી બની ગયા હતા. ત્યાં બન્ને મિત્રોએ ભેગા મળીને 'પવિત્ર પરિવાર અથવા ટીકાત્મક મીમાંસાની મીમાંસા' નામે પુસ્તક લખ્યું. 'ઇંગ્લૅંડમાં કામદાર વર્ગની હાલત'થી એક વર્ષ પહેલાં પ્રકાશિત અને મહદંશે માર્ક્સ દ્વારા લિખિત એ પુસ્તકમાં, અમે ઉપર જેના મુખ્ય વિચારોનું વિવરણ કર્યું છે તે ક્રાંતિકારી ભૌતિકવાદી સમાજવાદના પાયાઓની વ્યાખ્યા આપવામાં આવી છે. 'પવિત્ર પરિવાર' શીર્ષકમાં ફિલસૂફો બાઉએર બંધુઓ તથા તેમના અનુયાયીઓને આપવામાં આવેલું ઠેકડીનું નામ અંકિત છે. એ સજ્જનો એવી વિવેચનાની હિમાયત કરતા હતા કે જે સમગ્ર વાસ્તવિકતાથી પર હતી, પાર્ટીઓ તથા રાજકારણથી પર

હતી, બધી વ્યાવહારિક પ્રવૃત્તિને નકારી કાઢતી હતી, અને આસપાસની દુનિયાને તથા તેની અંદર બનતા બનાવોનું ફક્ત "વિવેચનાત્મક દૃષ્ટિએ" મનન કરતી હતી. એ સજ્જનો, બાઉએર બંધુઓ, સર્વહારા વર્ગને ઢીલોપોચો સમુદાય ગણીને તુચ્છકારની દૃષ્ટિએ જોતા હતા. એવી બેવકૂફીભરેલી અને હાનિકારક વૃત્તિનો માર્ક્સ અને એંગેલ્સે જોશીલો વિરોધ કર્યો. વાસ્તવિક માનવ હસ્તીના નામે—શાસક વર્ગો તથા રાજ્ય દ્વારા પગ તળે કચડવામાં આવતા કામદારના નામે—તેમણે મનનની નહિ પણ બહેતર વ્યવસ્થાવાળા સમાજ માટેના સંઘર્ષની માંગ ઉઠાવી. સર્વહારા વર્ગને તેમણે નિ:શંક એવા પરિબળ તરીકે ગણાવ્યો કે જે એ સંઘર્ષ લડવાની શક્તિ અને ઉત્સુકતા ધરાવતું હતું. 'પવિત્ર પરિવાર'ના પ્રકાશન પહેલાં પણ એંગેલ્સે માર્ક્સ તથા રૂગેના 'દોઇત્શ-ફ્રાંત્સોઝિશે યારબ્યૂખેર'માં પોતાના 'રાજકીય અર્થશાસ્ત્ર વિશે ટીકાત્મક નિબંધો' પ્રકાશિત કર્યા હતા, જેમાં તેમણે સમકાલીન આર્થિક વ્યવસ્થાની મુખ્ય ઘટનાઓને ખાનગી મિલકતના શાસનનાં અનિવાર્ય પરિણામો ગણાવીને, એ ઘટનાઓની ચર્ચા સમાજવાદી દૃષ્ટિકોણથી કરી હતી. જે વિજ્ઞાનમાં માર્ક્સની કૃતિઓથી યથાર્થ ક્રાંતિ થઈ તે રાજકીય અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવાના માર્ક્સના નિર્ણયમાં, એંગેલ્સ સાથેનો સંપર્ક નિસ્સંદેહ કારણભૂત હતો.

૧૮૪૫થી ૧૮૪૭ દરમિયાન એંગેલ્સ બ્રસેલ્સ અને પેરિસમાં રહ્યા અને ત્યાં તેમણે વૈજ્ઞાનિક કાર્યની સાથે સ્થાનિક જર્મન કામદારોની અમલી પ્રવૃત્તિનો સમન્વય સાધ્યો. માર્ક્સ અને એંગેલ્સે ત્યાં ગુપ્ત જર્મન કોમ્યુનિસ્ટ લીગ[50] જોડે સંપર્ક સ્થાપ્યો, અને તેમણે ઘડી કાઢેલા સમાજવાદના મુખ્ય સિદ્ધાંતોના વિગતવાર નિરૂપણનું કામ લીગે તેમને સોંપ્યું. એ રીતે, માર્ક્સ અને એંગેલ્સ દ્વારા લિખિત અને ૧૮૪૮માં પ્રકાશિત પ્રખ્યાત 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'ની રચના થઈ. એ નાનકડી પુસ્તિકા અનેક ગ્રંથોનું મૂલ્ય ધરાવે છે. તેની ભાવના સભ્ય દુનિયાના સમગ્ર સંગઠિત અને સંઘર્ષ લડતા સર્વહારા વર્ગને આજ પર્યંત પ્રેરણા અને માર્ગદર્શન આપી રહી છે.

પ્રથમ ફ્રાંસમાં ફાટી નીકળેલી અને પછી બીજા પશ્ચિમી યુરોપના દેશોમાં ફેલાઈ ગયેલી ૧૮૪૮ની ક્રાંતિ માર્ક્સ અને એંગેલ્સને પાછા પોતાના મૂળ વતનમાં લઈ આવી. ત્યાં રાઈની પ્રશિયામાં તેમણે કોલોનમાં પ્રકાશિત લોકશાહીવાદી અખબાર 'નોયે રાઇનિશે ત્સાઇતુંગ'[51] પોતાને હસ્તક લઈ લીધું. બેઉ મિત્રો રાઈની પ્રશિયાની સમગ્ર ક્રાંતિકારી-લોકશાહીવાદી આકાંક્ષાઓના હાર્દ અને આત્મા સમા હતા. આઝાદી અને જનતાનાં હિતોના રક્ષણ કાજે પ્રત્યાઘાતનાં

બળોની વિરુદ્ધ તેઓ આખર સુધી લડયા. આપણે જાણીએ છીએ તેમ, અંતે તેમાં પ્રત્યાઘાતનો વિજય થયો. 'નોયે રાઈનિશે ત્સાઈતુંગ'ને દબાવી દેવામાં આવ્યું. માર્ક્સના દેશવટા દરમિયાન તેમની પ્રશિયાઈ નાગરિકતા ખૂંચવી લેવામાં આવી હતી અને તેમને હદપાર કરવામાં આવ્યા; એંગેલ્સ સશસ્ત્ર પ્રજાકીય વિદ્રોહમાં સામેલ થયા, સ્વતંત્રતા માટે ત્રણ લડાઈઓમાં લડયા, અને વિદ્રોહીઓના પરાજય પછી છટકી જઈને સ્વિટ્ઝરલૅંડને રસ્તે લંડન પહોંચી ગયા.

માર્ક્સ પણ લંડનમાં સ્થાયી થયા. માંચેસ્ટરની જે વેપારી પેઢીમાં એંગેલ્સે ચાળીસીઓ દરમિયાન કામ કર્યું હતું તેમાં તેઓ તરત પાછા કારકુન બની ગયા અને આગળ જતાં ભાગીદાર બન્યા. ૧૮૭૦ સુધી માંચેસ્ટરમાં રહ્યા. માર્ક્સ લંડનમાં રહેતા હતા. પણ એથી અરસપરસ અત્યંત રસમય વિચાર-વિનિમય જાળવી રાખવામાં તેમને કશા અંતરાય ન નડયા. તેઓ લગભગ દરરોજ એકબીજાને પત્રો લખતા. એ પત્રવ્યવહારમાં બેઉ મિત્રો વિચારોની તથા શોધોની આપલે કરતા, અને તેમણે વૈજ્ઞાનિક સમાજવાદ ઘડી કાઢવામાં સહપ્રવૃત્તિ ચાલુ રાખી. ૧૮૭૦માં એંગેલ્સ લંડન રહેવા ગયા અને તેમનું અત્યંત કષ્ટમય સંયુક્ત બૌદ્ધિક જીવન, ૧૮૮૩માં માર્ક્સનું અવસાન થયું ત્યાં સુધી ચાલુ રહ્યું. તેના સુફળ રૂપે, માર્ક્સના પક્ષે રાજકીય અર્થશાસ્ત્ર વિશેની આપણા યુગની મહાનતમ કૃતિનું, 'મૂડી'નું, અને એંગેલ્સના પક્ષે નાનીમોટી સંખ્યાબંધ કૃતિઓનું, સર્જન થયું. માર્ક્સે મૂડીવાદી અર્થકારણની જટિલ ઘટનાઓના પૃથક્કરણને લગતું કાર્ય કર્યું. એંગેલ્સે સાદી ભાષામાં લખેલી અને ઘણી વાર વિવાદાત્મક લક્ષણ ધરાવતી કૃતિઓમાં અધિક સામાન્ય વૈજ્ઞાનિક સમસ્યાઓની, અને ભૂતકાળ તથા વર્તમાનકાળની વિવિધ ઘટનાઓની, છણાવટ ઈતિહાસની ભૌતિકવાદી વિભાવનાની દૃષ્ટિએ તેમ જ માર્ક્સના આર્થિક સિદ્ધાંતની ભાવનાની દૃષ્ટિએ કરી. એંગેલ્સની કૃતિઓમાં અમે આ કૃતિઓનો ઉલ્લેખ કરીશું: ડ્યૂહરિંગના વિરોધમાં વિવાદાત્મક કૃતિ (તત્ત્વજ્ઞાન, પ્રાકૃતિક વિજ્ઞાન, તથા સામાજિક વિજ્ઞાનોના ક્ષેત્રમાં પારાવાર મહત્ત્વની સમસ્યાઓનું પૃથક્કરણ કરતી કૃતિ)*, 'પરિવાર, ખાનગી મિલકત, અને રાજ્યની ઉત્પત્તિ' (રૂસી

---

*આ પુસ્તક અત્યંત સમૃદ્ધ અને બોધપ્રદ છે.[52] દુર્ભાગ્યે, તેમાંથી સમાજવાદના વિકાસની ઐતિહાસિક રૂપરેખા આપતા એક નાનકડા ભાગનો જ અનુવાદ રૂસી ભાષામાં થયો છે ('વૈજ્ઞાનિક સમાજવાદનો વિકાસ', બીજી આવૃત્તિ, જીનિવા, ૧૮૯૨[53]).

ભાષામાં અનૂદિત, સેંટ-પિટર્સબર્ગમાં પ્રકાશિત, ત્રીજી આવૃત્તિ, ૧૮૯૫), 'લુડવિગ ફાયરબાખ'[54] (પ્લેખાનોવ દ્વારા રૂસી ભાષામાં અનુવાદ અને તેની જ ટિપ્પણીઓ, જીનિવા, ૧૮૯૨), રૂસી સરકારની વિદેશ નીતિ વિશે એક લેખ (રૂસી અનુવાદ જીનિવાના અખબાર 'સોત્સિઆલ-દેમોક્રાત'ના પહેલા અને બીજા અંકમાં[55] પ્રકાશિત), ઘરની સમસ્યા[56] વિશે ઉત્તમ લેખો, અને છેલ્લે, રશિયાના આર્થિક વિકાસ વિશે બે નાનકડા પરંતુ ખૂબ મૂલ્યવાન લેખો ('રશિયા વિશે ફ્રેડરિક એંગેલ્સના લેખો', ઝાસૂલિચ દ્વારા રૂસી ભાષામાં અનૂદિત, જીનિવા, ૧૮૯૪[57]). મૂડી વિશેની પોતાની વિસ્તીર્ણ કૃતિને આખરી સુધારાવધારા કરીને અંતિમ સ્વરૂપ આપી શકે તે પહેલાં માર્ક્સનું અવસાન થયું. પરંતુ મસૂદો તો પૂર્ણ રૂપે તૈયાર થઈ જ ચૂક્યો હતો, અને મિત્રના દેહાંત પછી એંગેલ્સે 'મૂડી'ના બીજા અને ત્રીજા ગ્રંથને તૈયાર કરવાનું અને પ્રકાશિત કરવાનું દુષ્કર કાર્ય પોતાને માથે લઈ લીધું. તેમણે બીજા ગ્રંથને ૧૮૮૫માં અને ત્રીજા ગ્રંથને ૧૮૯૪માં પ્રકાશિત કર્યો (ચોથા ગ્રંથને તૈયાર કરવાનું કામ તેમના દેહાંતને કારણે પૂરું ન થઈ શક્યું[58]). એ બે ગ્રંથોને તૈયાર કરવામાં પારાવાર જહેમતની જરૂર પડી હતી. ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી એડલરે સાચું જ કહ્યું છે કે 'મૂડી'ના બીજા અને ત્રીજા ગ્રંથને પ્રકાશિત કરીને એંગેલ્સે પોતાના પ્રતિભાવાન મિત્ર માટે ભવ્ય સ્મારક રચ્યું છે, એવું સ્મારક રચ્યું છે કે જેમાં તેમનું નામ પણ, તેમના કશા ઇરાદા વગર જ, સદાને માટે કંડારાઈ ગયું છે. ખરેખર, 'મૂડી'ના એ બે ગ્રંથો બે માનવીઓનું કાર્ય છે: માર્ક્સ અને એંગેલ્સનું. પુરાણી દંતકથાઓમાં મિત્રાચારીના વિવિધ હૃદયસ્પર્શી ઉદાહરણો હોય છે. યુરોપિયન સર્વહારા વર્ગ એમ કહી શકે કે તેમના વિજ્ઞાનનું સર્જન એવા બે વિદ્વાનો અને લડવૈયાઓએ કર્યું છે કે જેમના આપસના સંબંધો, માનવીય મિત્રાચારીની પ્રાચીનોની અત્યંત હૃદયસ્પર્શી કથાઓને પણ ઝાંખી પાડી દે છે. એંગેલ્સે પોતાને હંમેશાં—અને, સમગ્ર રૂપે જોતા યથોચિત રીતે જ—માર્ક્સની પછી જ મૂક્યા છે. તેમણે પોતાના એક જૂના મિત્રને લખ્યું હતું: "માર્ક્સના જીવનકાળ દરમિયાન હું બીજા નંબરે રહ્યો છું."[59] જીવંત માર્ક્સ માટેનો તેમનો પ્રેમ અને મૃત માર્ક્સની સ્મૃતિ પ્રત્યેની તેમની ભક્તિ સીમાહીન હતાં. એ ઉગ્ર લડવૈયો અને તીવ્ર ચિંતક ઊંડા પ્રેમભર્યો આત્મા ધરાવતો હતો.

૧૮૪૮-૪૯ના આંદોલન પછી દેશવટો ભોગવતા માર્ક્સ અને એંગેલ્સે પોતાને વૈજ્ઞાનિક સંશોધન પૂરતા જ મર્યાદિત નહોતા રાખ્યા. ૧૮૬૪માં માર્ક્સે

‘આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ’ની સ્થાપના કરી અને તેને એક આખા દાયકા સુધી માર્ગદર્શન આપ્યું. એંગેલ્સ પણ તેની પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેતા. માર્ક્સના વિચાર અનુસાર બધા દેશોના સર્વહારાઓની એકતા સાધતું એ ‘આંતરરાષ્ટ્રીય મંડળ’, કામદાર વર્ગની ચળવળના વિકાસમાં અપાર મહત્ત્વનું હતું. પરંતુ આઠમા દાયકામાં ‘આંતરરાષ્ટ્રીય મંડળ’ બંધ થઈ ગયા પછી પણ માર્ક્સ અને એંગેલ્સની એકતાસાધક ભૂમિકાનો અંત નહોતો આવ્યો. એથી ઊલટું, એમ કહી શકાય કે કામદાર વર્ગના બૌદ્ધિક નેતાઓ તરીકેનું તેમનું મહત્ત્વ સતત વધતું જ ગયું હતું કેમ કે ચળવળ અવિરત વૃદ્ધિ પામતી રહી. માર્ક્સના મૃત્યુ પછી એંગેલ્સે એકલાએ જ યુરોપિયન સમાજવાદીઓના સલાહકાર અને નેતા તરીકેનું કામ જારી રાખ્યું. સરકારી જુલમ છતાં જેમની તાકાત ઝડપથી અને એકધારી રીતે વધી રહી હતી તે જર્મન સમાજવાદીઓ, અને જેમને પોતાનાં પ્રથમ પગલાં સોચવિચાર કરીને તથા તોળી તોળીને ઉઠાવવાં પડતાં હતાં તે પછાત દેશોના પ્રતિનિધિઓ—સ્પેનવાસીઓ, રુમાનિયનો, અને રશિયનો—તેમની સલાહ અને સૂચનાઓ એકસરખી રીતે માગતા. વૃદ્ધાવસ્થામાં એંગેલ્સ પાસે જ્ઞાન અને અનુભવનો જે સમૃદ્ધ ભંડાર હતો તેનો તેઓ બધા ઉપયોગ કરતા.

રૂસી ભાષા જાણતા અને રૂસી પુસ્તકો વાંચતા રહેતા માર્ક્સ અને એંગેલ્સ રશિયા વિશે ઉત્સુકતા ધરાવતા હતા, રૂસી ક્રાંતિકારી ચળવળને હમદર્દીની નજરે નીરખતા રહેતા, અને રૂસી ક્રાંતિકારીઓ જોડે સંપર્ક જાળવતા રહેતા. તેઓ બન્ને **લોકશાહીવાદીઓ** બન્યા પછી સમાજવાદીઓ બન્યા હતા, અને રાજકીય આપખુદી તરફ **ધિક્કારની** લોકશાહીવાદી લાગણી તેમનાં બન્નેનાં મનમાં અત્યંત પ્રબળ હતી. રાજકીય આપખુદી અને આર્થિક પીડન વચ્ચેના જોડાણની ગહનગંભીર સૈદ્ધાંતિક સમજણની સાથે ભળેલી એ પ્રત્યક્ષ રાજકીય ભાવનાએ, તથા જીવનના તેમના સમૃદ્ધ અનુભવે, માર્ક્સ તથા એંગેલ્સને **રાજકીય** પ્રતિભાવની અદ્‌ભુત શક્તિ બક્ષી હતી. એટલે જ, તાકાતવાન ઝારશાહી સરકારની વિરુદ્ધ ગણતર રૂસી ક્રાંતિકારીઓના વીરતાભર્યા સંઘર્ષે એ કસોટીપાર ક્રાંતિકારીઓનાં દિલોમાં અત્યંત હમદર્દીભર્યા પડઘા જગાવ્યા. બીજી તરફ, માયાવી આર્થિક ફાયદાઓને કાજે રૂસી સમાજવાદીઓના અત્યંત તાકીદના તથા મહત્ત્વના કાર્યથી, અર્થાત્ રાજકીય આઝાદી જીતવાના કાર્યથી, મોં ફેરવી લેવાની વૃત્તિ તેમને સ્વાભાવિક રીતે જ શંકાસ્પદ લાગી, અને તેમણે તેને સામાજિક ક્રાંતિના મહાન ધ્યેયના પ્રત્યક્ષ દ્રોહ તરીકે પણ ગણાવી. માર્ક્સ

અને એંગેલ્સ સતત એવો બોધ આપતા રહ્યા હતા કે "સર્વહારા વર્ગની મુક્તિ એ સર્વહારા વર્ગનું પોતાનું જ કાર્ય હોવું જોઈએ".[60] પરંતુ પોતાની આર્થિક મુક્તિ ખાતર લડવા માટે સર્વહારા વર્ગે અમુક **રાજકીય** અધિકારો હાંસલ કરી લેવા જ જોઈએ. તદુપરાંત, માર્ક્સ અને એંગેલ્સે સ્પષ્ટ જોઈ લીધું હતું કે રશિયામાં રાજકીય ક્રાંતિ પશ્ચિમ યુરોપીય કામદાર વર્ગની ચળવળ માટે પણ, ભારે મહત્ત્વની બની રહેશે. આપખુદશાહી રશિયા હંમેશાં સમગ્ર યુરોપિયન પ્રત્યાઘાતનો ગઢ રહ્યું હતું. જર્મની અને ફ્રાંસ વચ્ચે લાંબા કાળ માટે કુસંપનાં બી વાવનાર ૧૮૭૦ના યુદ્ધના પરિણામે રશિયાને હાંસલ થયેલા અસાધારણ સાનુકૂળ આંતરરાષ્ટ્રીય સ્થાનથી, બેશક, આપખુદશાહી રશિયાનું ફક્ત પ્રત્યાઘાતી તાકાત તરીકેનું મહત્ત્વ વધ્યું હતું. જેને પોલૅંડવાસીઓ, ફિનલૅંડવાસીઓ, જર્મનો, આર્મેનિયનો, કે બીજાં કોઈ નાનાં રાષ્ટ્રોને જુલમમાં જકડી રાખવાની જરૂર ન હોય, કે પછી ફ્રાંસ અને જર્મનીને સતત એકબીજાની વિરુદ્ધ ટંટાબખેડાની સ્થિતિમાં રાખવાની પણ જરૂર ન હોય, એવું રશિયા જ, ફક્ત આઝાદ રશિયા જ, આધુનિક યુરોપને યુદ્ધના બોજાથી છુટકારો મેળવવામાં અને મુક્ત શ્વાસ લેવામાં સહાયક બની શકે, યુરોપમાં સમગ્ર પ્રત્યાઘાતી તત્ત્વોને નબળાં પાડે, અને યુરોપિયન કામદાર વર્ગને વધારે તાકાતવાન બનાવે. એટલે જ, રશિયામાં રાજકીય આઝાદીની સ્થાપનાની ઉત્કટ ઝંખના એંગેલ્સ, પશ્ચિમમાં કામદાર વર્ગની ચળવળની પ્રગતિને ખાતર પણ, સેવતા હતા. તેમના અવસાનમાં, રૂસી ક્રાંતિકારીઓએ ઉત્તમ મિત્ર ગુમાવ્યો છે.

સર્વહારા વર્ગના મહાન લડવૈયા અને ગુરુ ફ્રેડરિક એંગેલ્સની સ્મૃતિનું આપણે નિરંતર સંમાન કરતા રહીએ!

શરદ, ૧૮૯૫

સંગૃહીત કૃતિઓ,
ગ્રંથ ૨, પૃ. ૫—૧૪.

# માર્ક્સવાદનાં ત્રણ ઉગમસ્થાનો અને ત્રણ ઘટકો [61]

આખી સભ્ય દુનિયામાં સમગ્ર મૂડીવાદી વિજ્ઞાન (શાસનમાન્ય અને મુક્ત, બન્ને) માર્ક્સવાદને એક પ્રકારનો "અનિષ્ટ સંપ્રદાય" ગણે છે અને તેની તરફ ભયંકર દુશ્મનાવટ તથા ધિક્કાર ધરાવે છે. અને એ સિવાય બીજા કોઈ જાતના વલણની આશા રાખી પણ ન શકાય, કેમ કે વર્ગસંઘર્ષ ઉપર આધારિત સમાજમાં "બિનપક્ષપાતી" સામાજિક વિજ્ઞાન હોઈ શકે જ નહિ. **સમગ્ર** શાસનમાન્ય તેમ જ મુક્ત વિજ્ઞાન એક યા બીજી રીતે રોજી-ગુલામીનો **બચાવ** કરે છે, જ્યારે માર્ક્સવાદે ગુલામીની વિરુદ્ધ દયાહીન યુદ્ધની ઘોષણા કરી છે. રોજી-ગુલામી ધરાવતા સમાજમાં વિજ્ઞાન બિનપક્ષપાતી હોય એવી આશા રાખવી એ તો, મૂડીના નફા ઘટાડીને કામદારોના વેતનમાં વધારો કરવો જોઈએ કે નહિ એવા સવાલની બાબતમાં કારખાનદારો પાસેથી બિનપક્ષપાતી વલણની આશા રાખવા જેટલું જ મૂર્ખાઈભર્યું ભોળપણ છે.

પરંતુ વાત એટલી જ નથી. તત્ત્વજ્ઞાનનો ઈતિહાસ અને સામાજિક વિજ્ઞાનોનો ઈતિહાસ સંપૂર્ણ સ્પષ્ટતાથી બતાવે છે કે માર્ક્સવાદમાં એવા અર્થમાં "સંપ્રદાયવાદ" જોડે સામ્ય ધરાવતું કશું જ નથી કે તે સંકુચિત જડવત્ મતવાદ હોય, વિશ્વ-સભ્યતાના વિકાસના ધોરી માર્ગથી **અળગો** દૂર ઉદ્ભવ પામેલો મતવાદ હોય. એથી ઊલટું, માર્ક્સની પ્રતિભા ચોક્કસ એ વાતમાં જ વ્યક્ત થઈ છે કે માનવજાતનાં અગ્રગામી માનસોએ ક્યારના ઉઠાવેલા સવાલોના જવાબો તેમણે રજૂ કર્યા છે. તેમના સિદ્ધાંતોનો ઉદ્ભવ તત્ત્વજ્ઞાન, રાજકીય અર્થશાસ્ત્ર અને સમાજવાદના મહાનતમ પ્રતિનિધિઓના સિદ્ધાંતોના પ્રત્યક્ષ અને અવિરત **સાતત્ય** તરીકે થયો હતો.

માર્ક્સના સિદ્ધાંતો સર્વશક્તિમાન છે કેમ કે તેમાં સત્ય છે. એ સિદ્ધાંતો સર્વાંગી તથા સુસંગત છે, અને માનવીઓને એવો પરિપૂર્ણ વિશ્વ-દૃષ્ટિકોણ પૂરો પાડે છે કે જે કોઈ પણ જાતના વહેમ, પ્રત્યાઘાત, કે મૂડીવાદી જુલમના બચાવ જોડે બિલકુલ મેળ ન ખાય. માનવીએ ઓગણીસમી સદીમાં જર્મન

તત્ત્વજ્ઞાન, અંગ્રેજ રાજકીય અર્થશાસ્ત્ર, અને ફ્રેંચ સમાજવાદ દ્વારા પ્રતિનિધિત્વ પામતું જે કંઈ ઉત્તમ સર્જન કર્યું છે તેના તેઓ યથોચિત ઉત્તરાધિકારી છે.

અમે માર્ક્સવાદનાં ત્રણ ઉગમસ્થાનોની, જે તેનાં ઘટકો પણ છે, સંક્ષિપ્ત રૂપરેખા દોરીશું.

૧

માર્ક્સવાદની ફિલસૂફી **ભૌતિકવાદ** છે. યુરોપના સમગ્ર આધુનિક ઈતિહાસ દરમિયાન, અને જ્યાં ખાસ કરીને અઢારમી સદીના અંતમાં પ્રત્યેક પ્રકારના મધ્યકાલીન ગંદવાડની વિરુદ્ધ, પ્રથાઓમાં તથા વિચારોમાં ખેતગુલામીની વિરુદ્ધ, મક્કમ સંઘર્ષ ચલાવવામાં આવ્યો હતો તે ફ્રાંસ દેશમાં, ભૌતિકવાદ એકમાત્ર સુસંગત ફિલસૂફી તરીકે, પ્રાકૃતિક વિજ્ઞાનના બધા જ સિદ્ધાંતોને વફાદાર અને વહેમ, ધાર્મિક દંભ, ઈત્યાદિની દુશ્મન ફિલસૂફી તરીકે, પુરવાર થઈ ગયો છે. એટલે, લોકશાહીના દુશ્મનોએ ભૌતિકવાદનું "ખંડન" કરવામાં, તેના પાયા ખોદવામાં અને તેને બદનામ કરવામાં, હંમેશાં પૂરી જહેમતો લગાવી છે, અને દાર્શનિક આદર્શવાદનાં વિવિધ રૂપોની હિમાયત કરી છે, જેમાં હંમેશાં એક યા બીજી રીતે ધર્મનો બચાવ કે રક્ષણ જ હોય છે.

માર્ક્સ અને એંગેલ્સે દાર્શનિક ભૌતિકવાદનો એકદમ મક્કમ બચાવ કર્યો અને ફરીફરીને સમજાવ્યું કે એ આધારથી અળગા પ્રત્યેક વિચલનમાં કેવી ગંભીર ભૂલ થાય છે. તેમના વિચારોનું અત્યંત સ્પષ્ટ અને પૂર્ણ વિવરણ એંગેલ્સની કૃતિઓ 'લુડવિગ ફાયરબાખ' અને 'ડ્યૂહરિંગ ખંડન'માં છે, જે 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ની[62] જેમ, પ્રત્યેક વર્ગજાગ્રત કામદાર માટે સદા આવશ્યક પુસ્તકો છે.

પરંતુ માર્ક્સ અઢારમી સદીના ભૌતિકવાદ પાસે થંભી ન ગયા, તેમણે ફિલસૂફીને ઉચ્ચતર કક્ષાએ વિકસાવી. જર્મન ક્લાસિકલ તત્ત્વજ્ઞાનની સિદ્ધિઓ વડે અને, વિશેષ રૂપે, ફાયરબાખના ભૌતિકવાદ સુધી પોતાની રીતે દોરી જનારી હેગેલની પદ્ધતિની સિદ્ધિઓ વડે, તેમણે ફિલસૂફીને સમૃદ્ધ કરી. મુખ્ય સિદ્ધિ **દ્વંદ્વવાદની** હતી, અર્થાત્ વિકાસના એકદમ પરિપૂર્ણ, ગહન, તથા વધારેમાં વધારે સર્વાંગી સિદ્ધાંતની હતી, સદા વિકસતા રહેતા ભૌતિક તત્ત્વનું પરાવર્તન આપણને પૂરું પાડતા માનવીય જ્ઞાનની સાપેક્ષતાના સિદ્ધાંતની હતી. પ્રાકૃતિક વિજ્ઞાનની નવીનતમ શોધોએ—રેડિયમ, વીજાણુ, તત્ત્વોનું રૂપાંતર—માર્ક્સના દ્વંદ્વાત્મક ભૌતિકવાદની, જર્જરિત અને ક્ષયગ્રસ્ત આદર્શવાદ ઉપર "નવીન" પુનરાગમનો કરતા મૂડીવાદી ફિલસૂફોના ઉપદેશો છતાં, મહત્ત્વપૂર્ણ પુષ્ટિ કરી છે.

માર્ક્સે દાર્શનિક ભૌતિકવાદને પૂર્ણ રૂપે ગહન બનાવ્યો તથા વિકસાવ્યો અને પ્રકૃતિની અનુભૂતિને, **માનવ સમાજની** અનુભૂતિ પોતાની અંદર સમાવી લેવા જેટલી વિસ્તારી. તેમનો **ઐતિહાસિક ભૌતિકવાદ** વૈજ્ઞાનિક ચિંતનમાં મોટી સિદ્ધિરૂપ હતો. ઇતિહાસ અને રાજકારણ વિશેના વિચારોમાં પહેલાં જે અંધાધૂંધી અને મનસ્વિતાનું શાસન હતું તેને દૂર કરીને, તેને સ્થાને સચોટ રીતે પરિપૂર્ણ અને સુસંગત વૈજ્ઞાનિક સિદ્ધાંતની સ્થાપના કરવામાં આવી. એ સિદ્ધાંત બતાવે છે કે ઉત્પાદક બળોની વૃદ્ધિના પરિણામે સામાજિક જીવનની એક પદ્ધતિમાંથી બીજી ઉચ્ચતર પદ્ધતિ કેવી રીતે વિકસે છે—દાખલા તરીકે, સામંતશાહીમાંથી મૂડીવાદનો ઉદય કેવી રીતે થાય છે.

માનવીનું જ્ઞાન મનુષ્યથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી પ્રકૃતિને (અર્થાત્ વિકસતા ભૌતિક તત્ત્વને) જેવી રીતે પ્રતિબિંબિત કરે છે તેવી જ રીતે માનવીનું **સામાજિક જ્ઞાન** (અર્થાત્ તેના વિવિધ વિચારો અને સિદ્ધાંતો—દાર્શનિક, ધર્મવિષયક, રાજકીય, ઇત્યાદિ) સમાજની **આર્થિક પદ્ધતિને** પ્રતિબિંબિત કરે છે. રાજકીય સંસ્થાઓ આર્થિક પાયાઓ ઉપર રચાયેલી ઉપલી રચનાઓ હોય છે. દાખલા તરીકે આપણે જોઈએ છીએ કે આધુનિક યુરોપિયન રાજ્યોનાં વિવિધ રાજકીય રૂપો સર્વહારા વર્ગની ઉપર મૂડીદાર વર્ગના વર્ચસ્વને અધિક મજબૂત બનાવે છે.

માર્ક્સની ફિલસૂફી પૂર્ણસિદ્ધ દાર્શનિક ભૌતિકવાદ છે, જેણે માનવજાતને અને વિશેષ રૂપે કામદાર વર્ગને જ્ઞાનનાં જોરદાર સાધનો પ્રદાન કર્યાં છે.

૨

રાજકીય ઉપલી રચના જેની ઉપર ખડી થાય છે તે પાયો આર્થિક પદ્ધતિનો હોય છે, એ હકીકતને સ્વીકૃતિ આપ્યા પછી માર્ક્સે પૂરું ધ્યાન આર્થિક પદ્ધતિના અભ્યાસમાં લગાવ્યું. માર્ક્સની મુખ્ય કૃતિ 'મૂડી' આધુનિક, અર્થાત્ મૂડીવાદી, સમાજની આર્થિક પદ્ધતિના અભ્યાસ વિશે છે.

માર્ક્સની પહેલાંનું ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્ર અધિકતમ વિકસિત મૂડીવાદી દેશ ઇંગ્લૅંડમાં ઉત્ક્રાંતિ પામ્યું. એડમ સ્મીથ અને ડેવિડ રિકાર્ડોએ આર્થિક પદ્ધતિનાં પરીક્ષણો દ્વારા **મૂલ્યના શ્રમ-સિદ્ધાંતના** પાયા નાખ્યા. માર્ક્સે તેમના કાર્યને આગળ ચલાવ્યું, એ સિદ્ધાંતની સાબિતી પૂરી પાડી અને તેને સુસંગત રીતે વિકસાવ્યો. તેમણે બતાવી આપ્યું કે પ્રત્યેક પણ્યનું મૂલ્ય તેના

ઉત્પાદનમાં વપરાયેલા સામાજિક રીતે આવશ્યક શ્રમસમયના જથ્થાના આધારે નિર્ધારિત થાય છે.

મૂડીવાદી અર્થશાસ્ત્રીઓએ જ્યાં ચીજો વચ્ચેનો સંબંધ (એક પણ્યનો બીજા પણ્ય સાથે વિનિમય) જોયો ત્યાં માર્ક્સે **લોકો વચ્ચેનો સંબંધ** જોયો. પણ્યોનો વિનિમય વ્યક્તિગત ઉત્પાદકોના બજાર મારફત જોડાણને વ્યક્ત કરે છે. **નાણું** એવું અર્થસૂચન કરે છે કે એ જોડાણ વધારે ને વધારે ઘનિષ્ઠ બનતું જાય છે અને વ્યક્તિગત ઉત્પાદકોના પૂરેપૂરા આર્થિક જીવનને એક સમગ્રતામાં સાંકળી લે છે. **મૂડી** એ જોડાણના અધિક વિકાસનું અર્થસૂચન કરે છે: માનવીની શ્રમશક્તિ પણ્ય બની જાય છે. રોજી-કામદાર પોતાની શ્રમશક્તિ જમીનના, કારખાનાંના, અને શ્રમનાં સાધનોના માલિકને વેચે છે. કામદાર દિવસનો એક ભાગ પોતાની અને પોતાના પરિવારની આજીવિકાના ખર્ચ માટેના કામમાં ગાળે છે (વેતન), અને દિવસના બીજા ભાગ દરમિયાન મહેનતાણા વગર કામ કરીને મૂડીદાર માટે **વધારાનું મૂલ્ય**, નફાનો સ્રોત, મૂડીદાર વર્ગની સંપત્તિનું મૂળ, ઉત્પન્ન કરે છે.

વધારાના મૂલ્યનો સિદ્ધાંત માર્ક્સના આર્થિક સિદ્ધાંતની આધારશિલા છે.

કામદારના શ્રમમાંથી સર્જન પામેલી મૂડી કામદારને કચડી નાખે છે, નાના માલિકોને પાયમાલ કરી નાખે છે, અને બેરોજગાર લોકોનું લશ્કર પેદા કરે છે. મોટા પાયાના ઉત્પાદનનો વિજય ઉદ્યોગમાં તરત જ દેખાય છે, પરંતુ એ જ ઘટનાક્રમ ખેતીમાં પણ જોવા મળે છે, જ્યાં મોટા પાયાની મૂડીવાદી ખેતી વધારે ને વધારે ચડિયાતું સ્થાન ધારણ કરતી જાય છે, યંત્રોના ઉપયોગમાં વધારો થાય છે, અને નાણાકીય મૂડીની પકડમાં સપડાયેલું કિસાન-અર્થતંત્ર પછાત રીતોના બોજા તળે પડતીની દશામાં સરકવા લાગે છે અને બરબાદીની હાલતમાં ધકેલાઈ જાય છે. નાના પાયાના ઉત્પાદનની પડતીની દશા ખેતીમાં વિવિધ રૂપો ધારણ કરે છે, પરંતુ પડતી તો નિર્વિવાદ હકીકત હોય છે.

નાના પાયાના ઉત્પાદનને નષ્ટ કરી નાખીને મૂડી શ્રમની ઉત્પાદકતામાં વૃદ્ધિ કરે છે અને મોટા મૂડીદારોનાં મંડળો માટે ઇજારદારીના સ્થાનનું સર્જન કરે છે. ઉત્પાદન વધારે ને વધારે સામાજિક બની જાય છે—કરોડો અને અબજો કામદારો નિયમિત આર્થિક સંઘટનામાં એકસાથે સંકળાઈ જાય છે—પરંતુ એ સામુદાયિક શ્રમનાં સુફળ ગણતર મૂડીદારો હડપ કરી જાય છે. ઉત્પાદનની અંધાધૂંધી, કટોકટીઓ, બજારોની પાછળ ઘેલછાભરી દોટ, અને સાધારણ વસતિના નિર્વાહની બિનસલામતી તીવ્ર રૂપ ધારણ કરે છે.

મૂડી ઉપર કામદારોના અવલંબનમાં વધારો કરીને મૂડીવાદી પદ્ધતિ સંયુક્ત શ્રમની મહાન શક્તિનું સર્જન કરે છે.

માર્ક્સે મૂડીવાદના વિકાસનું પણ્ય અર્થતંત્રના બીજાંકુરથી માંડીને, સાદા વિનિમયથી માંડીને, સર્વોચ્ચ રૂપો સુધી, મોટા પાયાના ઉત્પાદન સુધી, પગેરું કાઢ્યું છે.

અને જૂના તથા નવા બધા જ મૂડીવાદી દેશોનો અનુભવ, વધારે ને વધારે કામદારો સમક્ષ એ માર્ક્સવાદી સિદ્ધાંતની સત્યતા, વર્ષ પ્રતિવર્ષ પ્રદર્શિત કરતો જાય છે.

મૂડીવાદ આખી દુનિયામાં વિજયી થયો છે, પરંતુ એ વિજય મૂડીની ઉપર શ્રમના વિજયનું માત્ર પૂર્વલક્ષણ જ છે.

૩

જ્યારે સામંતશાહીને ઉથલાવી પાડવામાં આવી, અને દુનિયામાં **"મુક્ત"** મૂડીવાદી સમાજે દેખા દીધી, ત્યારે હકીકત તરત સાફ દેખાઈ આવી કે એ આઝાદીનો અર્થ કામગાર જનતાના પીડન અને શોષણની નવી પદ્ધતિનો છે. એ પીડનના પ્રતિબિંબ રૂપે, અને તેના વિરોધમાં, વિવિધ સમાજવાદી સિદ્ધાંતો સત્વર ઉદ્‌ભવ પામ્યા. પરંતુ શરૂઆતનો સમાજવાદ **તરંગી** સમાજવાદ હતો. તેમાં મૂડીવાદી સમાજની ટીકા કરવામાં આવી, મૂડીવાદી સમાજને વખોડી કાઢવામાં આવ્યો અને તેની ઉપર નફરત વરસાવવામાં આવી, મૂડીવાદી સમાજના વિનાશનાં સ્વપ્નાં સેવવામાં આવ્યાં, બહેતર વ્યવસ્થાની તરંગસૃષ્ટિઓ રજૂ કરવામાં આવી, અને શોષણમાં સમાયેલી અનીતિ ધનવાનોને બતાવવાની કોશિશ કરવામાં આવી.

પરંતુ તરંગી સમાજવાદ સાચા ઉકેલનો નિર્દેશ ન કરી શક્યો. તે મૂડીવાદની રોજી-ગુલામીનું અસલી રૂપ ન સમજાવી શક્યો, મૂડીવાદી વિકાસના નિયમોને ઉઘાડા ન પાડી શક્યો, અને બતાવી ન શક્યો કે કયું **સામાજિક પરિબળ** નવા સમાજનું સર્જન કરવાની શક્તિ ધરાવે છે.

દરમિયાનમાં, યુરોપમાં દરેક ઠેકાણે અને ખાસ કરીને ફ્રાંસમાં સામંતશાહીના, ખેતગુલામીના પતનના સંગાથમાં થયેલી ઝંઝાવાતી ક્રાંતિઓએ વધારે ને વધારે સાફ જાહેર કર્યું કે સમગ્ર વિકાસનો આધાર અને પ્રેરકબળ **વર્ગોનો સંઘર્ષ** છે.

સામંતશાહી વર્ગની ઉપર રાજકીય આઝાદીનો એક પણ વિજય મરણિયા મુકાબલા સિવાય બીજી કોઈ રીતે હાંસલ નહોતો થયો. એક પણ મૂડીવાદી દેશની, ઓછાવત્તા આઝાદ અને લોકશાહીવાદી આધારે ઉત્ક્રાંતિ, મૂડીવાદી સમાજના વિવિધ વર્ગો વચ્ચેના જીવનમરણના સંઘર્ષ સિવાય બીજી કોઈ રીતે નથી થઈ.

માર્ક્સની પ્રતિભાની અભિવ્યક્તિ એ વાતમાં છે કે વિશ્વ ઈતિહાસના બોધપાઠને તેમણે જ સૌપ્રથમ સમજી લીધો અને સુસંગત રીતે લાગુ કર્યો. તેમણે કરેલું અર્થઘટન એટલે **વર્ગસંઘર્ષનો** સિદ્ધાંત.

લોકો રાજકારણમાં હંમેશાં કપટના તથા આત્મછળના બેવકૂફ શિકાર બનતા રહ્યા છે, અને સમગ્ર નીતિવિષયક, ધર્મવિષયક, રાજકીય, તથા સામાજિક વાણીવિલાસ, જાહેરાતો, અને વચનોની પાછળથી કોઈ ને કોઈ વર્ગનાં **હિતોને** ગોતી કાઢવાનું શીખશે નહિ ત્યાં સુધી હંમેશાં એ રીતે શિકાર બનતા જ રહેશે. પ્રત્યેક પુરાણી પ્રથાને, પછી તે ભલે ગમે એટલી જંગલી અને સડેલી દેખાતી હોય તોપણ, ચોક્કસ શાસક વર્ગોનાં બળો જ ચાલુ રાખતાં હોય છે, એ વાત સુધારાઓના અને સુધારણાઓના સમર્થકો જ્યાં સુધી સમજશે નહિ ત્યાં સુધી પુરાણી વ્યવસ્થાના સંરક્ષકો તેમને નિરંતર બેવકૂફ બનાવતા જ રહેશે. એ વર્ગોના પ્રતીકારને તોડીને છિન્નભિન્ન કરી નાખવાનો **માત્ર એક જ** રસ્તો છે, અને એ છે આપણી ચોતરફ ફેલાયેલા સમાજમાંથી જ એવાં પરિબળોને શોધી કાઢવાનો કે જે પુરાણાને વાળીઝૂડીને ફગાવી દેવાની તથા નૂતનના સર્જનની શક્તિ બની જઈ શકે—તેમને પોતાની સામાજિક સ્થિતિને લીધે એવી શક્તિ બનવું જ **પડે**—અને પછી એ પરિબળોને સંઘર્ષ માટે જ્ઞાન આપવાનો તથા સંગઠિત કરવાનો.

બધા પીડિત વર્ગો આજ સુધી જે આધ્યાત્મિક ગુલામીમાં સબડતા રહ્યા છે તેમાંથી છુટકારો મેળવવાનો માર્ગ સર્વહારા વર્ગને કેવળ માર્ક્સના દાર્શનિક ભૌતિકવાદે જ બતાવ્યો છે. મૂડીવાદની સામાન્ય પદ્ધતિમાં સર્વહારા વર્ગની ખરી સ્થિતિ માત્ર માર્ક્સના આર્થિક સિદ્ધાંતમાં જ સમજાવવામાં આવી છે.

અમેરિકાથી જાપાન સુધી અને સ્વિડનથી દક્ષિણ આફ્રિકા સુધી આખી દુનિયામાં સર્વહારા વર્ગનાં સ્વતંત્ર સંગઠનો ગુણાકારી વૃદ્ધિ પામી રહ્યાં છે. સર્વહારા વર્ગ પોતાનો વર્ગસંઘર્ષ લડીને જ્ઞાન તથા તાલીમ મેળવતો જાય છે, મૂડીવાદી સમાજના પૂર્વગ્રહોથી છુટકારો મેળવતો જાય છે, નિરંતર પોતાની હરોળોની વધારે ગાઢ એકતા સાધતો જાય છે અને પોતાની સફળતાઓના પ્રમાણને માપતાં શીખતો જાય છે, પોતાનાં દળોને પોલાદી બનાવતો જાય છે અને અદમ્ય રીતે વૃદ્ધિ પામતો જાય છે.

૧૯૧૩ના માર્ચમાં 'પ્રોસ્વેશ્ચેનિયે'ના ત્રીજા અંકમાં પ્રકાશિત

સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૩, પૃ. ૪૦—૪૮

એંગેલ્સે પોતાની અને પોતાના વિખ્યાત મિત્રની બાબતમાં કહ્યું છે કે અમારો સિદ્ધાંત મતાગ્રહી સૂત્ર નહિ પણ પ્રવૃત્તિનો માર્ગદર્શક છે. અદ્‌ભુત સામર્થ્ય અને અર્થવાહકતા ધરાવતું આ ક્લાસિકલ વિધાન માર્ક્સવાદના એવા પાસા ઉપર ભાર મૂકે છે કે જેને ઘણી ઘણી વાર ભૂલી જવામાં આવે છે. અને એ પાસાને ભૂલી જઈને આપણે માર્ક્સવાદને એકપક્ષી, વિકૃત, અને ચેતનહીન એવા કશાકમાં પલટાવી નાખીએ છીએ; તેને જીવનદાયક રક્તથી વંચિત કરી દઈએ છીએ; તેના મૂળભૂત સૈદ્ધાંતિક પાયાઓને, અર્થાત્ દ્વંદ્વવાદને—સર્વ અંગોને આવરી લેતા અને આંતરવિરોધોથી ભરપૂર ઐતિહાસિક વિકાસના સિદ્ધાંતને—ખોદી નાખીએ છીએ; ઈતિહાસના પ્રત્યેક નવા વળાંક સાથે બદલી પણ શકે એવાં આપણા યુગનાં ચોક્કસ અમલી કર્ત્તવ્યો સાથે તેના જોડાણને નબળું બનાવી દઈએ છીએ.

ખરેખર, આપણા જમાનામાં, રશિયામાં માર્ક્સવાદના ભાવિમાં રસ ધરાવતા લોકોમાં, આપણને ઘણી વાર એવા લોકો મળે છે કે જે માર્ક્સવાદના બરાબર એ જ પાસાને ભૂલી જતા હોય છે. તેમ છતાં, એક વાત તો સૌનાં મનમાં સાફ હોવી જ જોઈએ કે તાજેતરનાં વર્ષો દરમિયાન રશિયા એવાં ઓચિંતાં પરિવર્તનોમાંથી પસાર થયું છે કે જેણે પરિસ્થિતિને—કાર્યની આવશ્યકતાઓને, અને એટલે તેનાં લક્ષ્યોને, એકદમ સીધી અને તાત્કાલિક રીતે નિર્ધારિત કરતી સામાજિક અને રાજકીય પરિસ્થિતિને—અસાધારણ ઝડપથી અને અસાધારણ જોરથી બદલાવી નાખી છે. વર્ગો વચ્ચેના મૂળભૂત સંબંધમાં પરિવર્તન ન થાય તો, ઈતિહાસનાં વળાંકો સાથે પણ ન બદલાતાં એવાં સામાન્ય અને મૂળભૂત લક્ષ્યો તરફ, અલબત્ત, હું નિર્દેશ નથી કરી રહ્યો. તદ્દન સ્પષ્ટ જ છે કે રૂસી સમાજના વિવિધ વર્ગો વચ્ચેના મૂળભૂત સંબંધની જેમ, રશિયામાં આર્થિક (અને ફક્ત આર્થિક જ નહિ) ઉત્ક્રાંતિનો સામાન્ય પ્રવાહ લગભગ છેલ્લાં છ વર્ષો દરમિયાન નથી જ બદલાયો.

પરંતુ વસ્તુગત સામાજિક અને રાજકીય પરિસ્થિતિ જે રીતે બદલાઈ છે એ જ રીતે તાકીદના તથા સીધા કાર્યનાં લક્ષ્યોમાં પણ, આ સમય દરમિયાન, એકદમ ગંભીર પરિવર્તનો થયાં છે, અને તેના **પરિણામે**, માર્ક્સવાદ જીવંત સિદ્ધાંત હોવાથી તેનાં **વિભિન્ન** પાસાં પ્રધાનતા ધારણ કરે એ **અનિવાર્ય હતું**.

આ વિચારને સ્પષ્ટ કરવા માટે, વસ્તુગત સામાજિક અને રાજકીય પરિસ્થિતિમાં ગત છ વર્ષો દરમિયાન આવેલા પરિવર્તન ઉપર આપણે એક નજર નાખીએ. આપણને તરત જ ત્રણ ત્રણ વર્ષના બે જુદા જુદા ગાળા દેખાઈ આવે છે: એક ગાળો લગભગ ૧૯૦૭ના ઉનાળામાં પૂરો થાય છે, અને બીજો ૧૯૧૦ના ઉનાળામાં પૂરો થાય છે. પહેલા ત્રણ વર્ષના ગાળાને શુદ્ધ સૈદ્ધાંતિક દૃષ્ટિકોણથી જોવામાં આવે તો તે રશિયાની રાજ્ય-પદ્ધતિનાં મૂળભૂત લક્ષણોમાં ઝડપી પરિવર્તનોને કારણે જુદો તરી આવે છે; વળી એ પરિવર્તનોની ગતિ પણ બહુ અસમાન હતી અને બન્ને દિશાઓમાં થતાં દોલન સારી પેઠે વિસ્તૃત હતાં. રૂસી સમાજના **બધા જ** વર્ગોનું **અત્યંત વિવિધ** ક્ષેત્રોમાં કાર્ય (દૂમાની અંદર[63] તેમ જ બહાર પ્રવૃત્તિ, અખબારો, યુનિયનો, સભાઓ, ઈત્યાદિ), ઈતિહાસમાં જવલ્લે જ જોવા મળે એવું જાહેર અને પ્રભાવક તથા વિશાળ પાયાનું કાર્ય, "ઉપલા માળખા"ના એ પરિવર્તનોના સામાજિક અને આર્થિક આધારસ્થાને હતું.

એથી ઊલટું, બીજો ત્રિવર્ષીય ગાળો—અહીં પુનરાવર્તન કરીએ કે અમે શુદ્ધ સૈદ્ધાંતિક "સમાજશાસ્ત્રીય" દૃષ્ટિકોણ પૂરતા જ મર્યાદિત રહીએ છીએ—લગભગ ગતિહીન અવસ્થા ગણાય એટલી મંદ ગતિ ધરાવતી ઉત્ક્રાંતિને કારણે જુદો તરી આવે છે. જરા પણ મહત્ત્વ ધરાવતાં હોય એવાં કોઈ પરિવર્તનો રાજ્ય-પદ્ધતિમાં નહોતાં આવ્યાં. પહેલાંના ગાળા દરમિયાન જ્યાં અનેકવિધ કાર્યપ્રવૃત્તિઓ ઉત્પન્ન થઈ હતી એવાં મોટા ભાગનાં "સંઘર્ષક્ષેત્રો"માં **વર્ગો દ્વારા** કોઈ જાહેર તથા બહુવિધ પ્રવૃત્તિ ભાગ્યે જ થઈ હતી.

બે ગાળાઓ વચ્ચે એક વાતનું સામ્ય છે કે એ બન્ને ગાળા દરમિયાન રશિયામાં મૂડીવાદી ઉત્ક્રાંતિ થતી રહી. એ આર્થિક ઉત્ક્રાંતિ અને સંખ્યાબંધ સામંતશાહી તથા મધ્યકાલીન સંસ્થાઓની હયાતી વચ્ચેનો આંતરવિરોધ ખતમ નહોતો થયો, હજુ કાયમ હતો, અને અમુક સંસ્થાઓએ આંશિક રીતે મૂડીવાદી લક્ષણ ધારણ કરી લીધું હોવાથી, એ આંતરવિરોધ રૂંધાઈ ન જતાં ઊલટાનો વધારે તીવ્ર બન્યો હતો.

બન્ને ગાળા વચ્ચેનો તફાવત એ છે કે પહેલા ગાળામાં, ઉપર ઉલ્લેખિત

ઝડપી અને અસમાન પરિવર્તનો ચોક્કસ રીતે કેવું રૂપ ધારણ કરશે એ સવાલ, મુખ્ય અને ઇતિહાસ-સર્જક સવાલ હતો. રશિયાની ઉત્ક્રાંતિના મૂડીવાદી લક્ષણને લીધે, એ પરિવર્તનોનો અંતરાર્થ નક્કી મૂડીવાદી હોય જ, પરંતુ મૂડીદાર વર્ગના પણ જુદા જુદા પ્રકારો હોય છે. ઓછાવત્તા પ્રમાણમાં નરમ ઉદારમતવાદની હિમાયત કરતો મધ્યમ અને મોટો મૂડીદાર વર્ગ, પોતાની વર્ગ-સ્થિતિને કારણે, ઓચિંતાં પરિવર્તનોથી ડરતો હતો અને તેણે કૃષિ-વ્યવસ્થામાં તેમ જ રાજકીય "ઉપલા માળખા"માં, બન્નેમાં, પુરાણી સંસ્થાઓના મહત્ત્વના અવશેષોને કાયમ રાખવાની કોશિશ કરી. "માત્ર પોતાના હાથની મહેનત વડે જ" નિર્વાહ કરતા કિસાનોની જોડે ગૂંથાઈ ગયેલો ગ્રામીણ નિમ્ન-મૂડીદાર વર્ગ **જુદા પ્રકારના** મૂડીવાદી સુધારાઓની, કોઈ પણ મધ્યકાલીન અવશેષો માટે બહુ જ ઓછો અવકાશ રહેવા દે એવા સુધારાઓની કોશિશ નક્કી કરે જ. રોજી-કામદારો પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે તેને સભાન રીતે જેટલા પ્રમાણમાં સમજી શકે એટલા પ્રમાણમાં, તેમને એ બે વિભિન્ન વૃત્તિઓ વચ્ચેના ઘર્ષણ તરફ પોતાનું ચોક્કસ વલણ નક્કી ઘડી કાઢવાનું જ હતું. બન્ને વૃત્તિઓ મૂડીવાદી પદ્ધતિના માળખાની અંદર જ સમાયેલી રહી અને એ પદ્ધતિનાં તદ્દન ભિન્ન રૂપોને, તેના વિકાસના તદ્દન ભિન્ન દરોને, અને તેના પ્રગતિશીલ પ્રભાવની ભિન્ન કક્ષાઓને નિર્ધારિત કરતી રહી.

એ રીતે, પહેલા ગાળાએ આકસ્મિક નહિ પણ અનિવાર્ય રીતે માર્ક્સવાદની એવી સમસ્યાઓને આગળ લાવી દીધી કે જેનો ઉલ્લેખ સામાન્ય રીતે કાર્યનીતિની સમસ્યાઓ તરીકે કરવામાં આવે છે. વિવિધ રંગના વેખી[64] અનુયાયીઓ માને છે તેમ, એ સવાલો સંબંધી વિવાદો અને મતભેદો તો "બુદ્ધિજીવીઓ" વચ્ચેના વિવાદો છે, "અણઘડ સર્વહારા વર્ગને પ્રભાવિત કરવાનો સંઘર્ષ છે", "બુદ્ધિજીવી વર્ગની સર્વહારા વર્ગને અનુકૂળ થવાની ક્રિયાની" અભિવ્યક્તિ છે, વગેરે જેવા અભિપ્રાય કરતાં વધારે ભૂલભરેલું બીજું કંઈ છે જ નહિ. એથી ઊલટું, એ વર્ગ પરિપક્વ થઈ ચૂક્યો હતો એટલે જ રશિયાના પૂરા મૂડીવાદી વિકાસની બે ભિન્ન વૃત્તિઓ વચ્ચેના ઘર્ષણ તરફ ઉદાસીન ન રહી શક્યો, અને એ વર્ગના સિદ્ધાંતકારો એ ભિન્ન વૃત્તિઓને લાગુ થાય એવાં (સીધી કે આડકતરી રીતે, પ્રત્યક્ષ કે પરાવર્તનના રૂપમાં) સૈદ્ધાંતિક નિરૂપણો રજૂ કર્યા વગર રહી શક્યા નહિ.

બીજા ગાળા દરમિયાન રશિયામાં મૂડીવાદી વિકાસની જુદી જુદી વૃત્તિઓ વચ્ચેનું ઘર્ષણ પ્રવર્તિત **નહોતું** કેમ કે "રૂઢિચુસ્તોએ" એ **બન્ને** વૃત્તિઓને કચડી

નાખી હતી, પાછળ ધકેલી દીધી હતી, અંદર ઘુસાડી દીધી હતી, અને તત્કાળ પૂરતી રૂંધી નાખી હતી. મધ્યકાલીન રૂઢિચુસ્તોએ મોખરાના સ્થાને કબજો જમાવી દીધો એટલું જ નહિ પરંતુ મૂડીવાદી સમાજના એકદમ બહોળા વિભાગોમાં વેખી દ્વારા પ્રચારિત લાગણીઓ પ્રેરિત કરી, હતાશાની અને ઊલટું વલણ લેવાની ભાવના પ્રેરિત કરી. પુરાણી સમાજ વ્યવસ્થાને સુધારવાની બે રીતો વચ્ચેની અથડામણ નહિ, પરંતુ કોઈ પણ પ્રકારના સુધારાઓમાં શ્રદ્ધાનો અભાવ, "દીનતા" અને "પશ્ચાત્તાપ"ની ભાવના, સમાજ વિરોધી મતવાદો માટેનો ઉત્સાહ, અગમ્યવાદનો ચાલ, ઈત્યાદિ ઉપલી સપાટી પર આવી ગયાં.

એ વિસ્મયકારી ઓચિંતું પરિવર્તન નહોતું આકસ્મિક કે નહોતું માત્ર "બાહ્ય" દબાણનું પરિણામ. અનેક પેઢીઓ અને સદીઓથી રાજકીય સવાલોથી અળગા અને અજાણ્યા રહેલા વસતિના વિભાગોને પુરોગામી ગાળાએ એટલા ઊંડાણમાં ખળભળાવી દીધા હતા કે "બધાં મૂલ્યોની ફેરમુલવણી" કરવામાં આવે, મૂળભૂત સમસ્યાઓનો નવેસરથી અભ્યાસ કરવામાં આવે, અને રાજકારણના સિદ્ધાંતમાં, તેની પ્રાથમિક બાબતોમાં તથા તેના એકડાબગડામાં, નવો રસ ઉદ્‌ભવે, એ સ્વાભાવિક અને અનિવાર્ય હતું. લાંબી ઊંઘમાંથી અચાનક જગાવી દેવામાં આવેલા અને અત્યંત મહત્ત્વની સમસ્યાઓને પોતાની સમક્ષ ખડી જોતા કરોડો લોકો, એ સ્તરે લાંબો સમય ન જ રહી શકે. અવકાશ મેળવ્યા વગર અને પ્રારંભિક સવાલો ઉપર પાછા આવ્યા વગર, તેમનું કામ ચાલે એમ નહોતું. અજોડ સમૃદ્ધિ ધરાવતા બોધપાઠોને "પચાવવામાં" તેમને સહાય કરે તથા અતુલનીય અધિક વ્યાપક લોકસમુદાયો માટે ફરી વાર આગળ કૂચ કરવાનું શક્ય બનાવે, પરંતુ આ વેળા વધારે મક્કમતાથી, વધારે જાગ્રત રીતે, વધારે વિશ્વાસપૂર્વક, અને વધારે અડગતાથી આગળ કૂચ કરવાનું શક્ય બનાવે, એવી નવી તાલીમ વગર તેમનું કામ ચાલે તેમ નહોતું.

ઐતિહાસિક વિકાસની દ્વંદ્વાત્મકતા એવી હતી કે પહેલા ગાળામાં દેશની જિંદગીના પ્રત્યેક ક્ષેત્રમાં તત્કાળ સુધારાઓ હાંસલ કરવાની બાબત મોખરે હતી. બીજા ગાળામાં અનુભવનું ટીકાત્મક પરીક્ષણ, અધિક વ્યાપક વિભાગો દ્વારા તેનું અર્થગ્રહણ, એમ કહીએ કે સપાટી નીચેની ધરતીમાં તેનો પ્રવેશ, વિભિન્ન વર્ગોની પછાત હરોળોને તેનો મર્મબોધ, વગેરે બાબત મોખરે હતી.

માર્ક્સવાદ ચેતનહીન મતાગ્રહ નથી, પરિપૂર્ણ, તૈયાર, અવિકારી મતવાદ નથી, પરંતુ કાર્યપ્રવૃત્તિનો જીવંત માર્ગદર્શક છે, એ ચોક્કસ કારણે માર્ક્સવાદ, સામાજિક જીવનની પરિસ્થિતિમાં આવતા વિસ્મયકારી ઓચિંતા પરિવર્તનનું

પ્રતિબિંબ નક્કી પાડે જ. એ પરિવર્તન ગંભીર વિઘટન અને કુસંપમાં, પ્રત્યેક પ્રકારના ઢચુપચુપણામાં, ટૂંકમાં માર્ક્સવાદની ખૂબ ગંભીર **આંતરિક** કટોકટીમાં, પ્રતિબિંબિત થયું. એ વિઘટનના અડગ પ્રતીકારની તેમ જ માર્ક્સવાદના **મૂળભૂત સિદ્ધાંતોની** રક્ષા માટે અડગ અને સતત સંઘર્ષની બાબત, વળી પાછી મોખરે આવી ગઈ. તેની પહેલાંના ગાળામાં, પોતાનાં લક્ષ્યોનું નિરૂપણ કરવામાં માર્ક્સવાદ વગર ચલાવી ન શકે એવા વર્ગોના અત્યંત વ્યાપક વિભાગોએ, માર્ક્સવાદને અત્યંત એકપક્ષી અને વિકૃત રૂપમાં આત્મસાત્ કર્યો હતો. તેમણે અમુક "સૂત્રો"ને, અને કાર્યનીતિને લગતા અમુક ઉત્તરોને, એ ઉત્તરો મેળવવાની માર્ક્સવાદી કસોટીઓને **સમજ્યા વગર** જ, માત્ર ગોખીને શીખી લીધાં હતાં. સામાજિક જીવનનાં વિભિન્ન ક્ષેત્રોમાં "બધાં મૂલ્યોની ફેરમુલવણી" માર્ક્સવાદના એકદમ અમૂર્ત અને સામાન્ય દાર્શનિક મૂળભૂત સિદ્ધાંતોની "સુધારણા"માં પરિણમી. અનેકવિધ આદર્શવાદી રંગોની મૂડીવાદી ફિલસૂફીનો પ્રભાવ, માર્ક્સવાદીઓમાં ફાટી નીકળેલા માખવાદી રોગચાળામાં વ્યક્ત થયો. સમજ્યા વગર અને વિચાર્યા વગર માત્ર ગોખીને શીખી લીધેલાં "સૂત્રો"ના ફરીફરીને ઉચ્ચારણનું પરિણામ, ખાલીખમ વાતખોરીના વ્યાપક પ્રવર્તનમાં આવ્યું. ઉઘાડો કે શરમજનક "બહિષ્કારવાદ"[65] અથવા બહિષ્કારવાદને માર્ક્સવાદની "કાનૂની રંગછાયા" તરીકે માન્યતા, જેવાં તદ્દન બિન-માર્ક્સવાદી નિમ્ન-મૂડીવાદી વહેણોમાં તેની અમલી અભિવ્યક્તિ થઈ.

બીજી તરફ, સામયિક 'વેખી'ની ભાવના, મૂડીદાર વર્ગના ખૂબ વ્યાપક વિભાગોમાં છવાઈ ગયેલી વિરક્તિની ભાવના, માર્ક્સવાદી સિદ્ધાંત અને અમલને "નરમાશ તથા કાળજીભર્યાં" વહેણોમાં સીમિત રાખવા ઈચ્છતા વિચારપ્રવાહમાં પણ ઓતપ્રોત થઈ ગઈ હતી. ઉદારમતવાદી ભાવનાથી પૂરેપૂરી ઓતપ્રોત દલીલોને વાઘા પહેરાવવા માટે ઉપયોગમાં લેવાતી "શ્રેણીબદ્ધ-શાસન", "નાયકત્વ", ઈત્યાદિ વિશેની વાતખોરી જ ફક્ત માર્ક્સવાદમાંથી બચી હતી.

આ લેખનો ઉદ્દેશ એ દલીલોને તપાસવાનો નથી. માર્ક્સવાદ જે કટોકટીમાંથી પસાર થઈ રહ્યો છે તેની ગહનતા વિશે, અને વર્તમાન સમયની સમગ્ર સામાજિક તથા આર્થિક પરિસ્થિતિ સાથેના તેના જોડાણ વિશે, ઉપર જે કંઈ કહેવામાં આવ્યું છે તેને સ્પષ્ટ કરવા માટે, એ દલીલો પ્રત્યેનો નિર્દેશ જ પૂરતો છે. એ કટોકટીએ ઊભા કરેલા સવાલોને અવગણીને આઘા ઠેલી ન શકાય. વાતખોરી દ્વારા એ સવાલોને ઉડાવી દેવાના પ્રયત્નો કરતાં વધારે અનિષ્ટ કે સિદ્ધાંતહીન બીજું કશું ન હોઈ શકે. માર્ક્સવાદના વિભિન્ન "સહ-યાત્રીઓ"માં મૂડીવાદી

અસરના ફેલાવાના પરિણામે, તદ્દન ઊલટી દિશાઓમાંથી વિકૃત કરી દેવામાં આવતા માર્ક્સવાદના સૈદ્ધાંતિક આધાર અને મૂળભૂત વિધાનોના બચાવ માટે, કટોકટીની બેહદ ગંભીરતાને તથા તેનો સામનો કરવાની આવશ્યકતાને સમજનારા બધા જ માર્ક્સવાદીઓની એકતા સાધવાના કાર્ય કરતાં વધારે મહત્ત્વનું કાર્ય બીજું કોઈ નથી.

પહેલા ગાળાએ વ્યાપક વિભાગોને જાગ્રત કરીને સામાજિક જીવનમાં સભાન રીતે ભાગ લેતા કર્યા. એ વિભાગોમાંથી ઘણા તો હવે પહેલી જ વાર માર્ક્સવાદનો ગંભીર પરિચય મેળવવાનું શરૂ કરી રહ્યા છે. એ બાબતમાં મૂડીવાદી અખબારો અગાઉ કરતાં ખૂબ વધારે ભ્રામક ખ્યાલો ઉપજાવી રહ્યાં છે અને વધારે વ્યાપક રીતે ફેલાવી રહ્યાં છે. એવા સંજોગોમાં માર્ક્સવાદી હરોળોમાં થતું વિઘટન વિશેષ રૂપે ભયજનક બની જાય છે. એટલે વર્તમાન સમયના આ વિઘટનની અનિવાર્યતાનાં કારણોને સમજી લેવાં, અને એ વિઘટનની વિરુદ્ધ સુસંગત સંઘર્ષ ચલાવવા માટે પોતાની હરોળોની એકતા સાધવી, એ માર્ક્સવાદીઓ માટે, શબ્દના અત્યંત સીધા અને ચોક્કસ અર્થમાં, આ જ ઘડીએ ઉઠાવી લેવાનું તાત્કાલિક કાર્ય છે.

૧૯૧૦ના ડિસેંબરની ૨૩મી તારીખે 'ઝ્વેઝદા'ના બીજા અંકમાં પ્રકાશિત

સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૦, પૃ. ૮૪—૮૯.

## કાર્લ માર્ક્સના સિદ્ધાંતનું ઐતિહાસિક ભવિતવ્ય[66]

માર્ક્સના સિદ્ધાંતમાં મુખ્ય વાત એ છે કે તે સર્વહારા વર્ગની, સમાજવાદી સમાજના નિર્માતા તરીકેની, ઐતિહાસિક ભૂમિકાને સ્પષ્ટ કરે છે. માર્ક્સે એ સિદ્ધાંતનું નિરૂપણ કર્યું ત્યાર બાદ આખી દુનિયામાં ઘટનાઓના ક્રમે તેને પુષ્ટિ આપી છે ખરી?

માર્ક્સે તેને સૌપ્રથમ ૧૮૪૪માં રજૂ કર્યો હતો. ૧૮૪૮માં પ્રકાશિત માર્ક્સ અને એંગેલ્સે લખેલા 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'માં એ સિદ્ધાંતનું સર્વાંગપૂર્ણ અને પદ્ધતિસર વિવરણ આપવામાં આવ્યું છે, જે આજ સુધી ઉત્તમ કક્ષાનું સ્થાન ધરાવી રહ્યું છે. ત્યાર પછીનો વિશ્વ ઇતિહાસ સ્પષ્ટ રીતે ત્રણ મુખ્ય ગાળાઓમાં વિભાજિત છે: ૧) ૧૮૪૮ની ક્રાંતિથી પેરિસ કોમ્યુન (૧૮૭૧) સુધી; ૨) પેરિસ કોમ્યુનથી રૂસી ક્રાંતિ (૧૯૦૫) સુધી; ૩) રૂસી ક્રાંતિ પછી.

હવે આપણે જોઈએ કે એ પ્રત્યેક ગાળામાં માર્ક્સના સિદ્ધાંતની સ્થિતિ કેવી રહી છે.

### ૧

પ્રથમ ગાળાના પ્રારંભમાં માર્ક્સનો સિદ્ધાંત કોઈ પણ પ્રકારે વર્ચસ્વી સ્થાને નહોતો જ. તે સમાજવાદનાં બહોળી સંખ્યાનાં રૂપો અથવા વહેણોમાંના એક જેવો જ હતો. સમાજવાદનાં મુખ્ય વર્ચસ્વી રૂપો મોટે ભાગે આપણા નરોદવાદને[67] મળતાં હતાં: ઐતિહાસિક આંદોલનના ભૌતિકવાદી આધારના જ્ઞાનનો અભાવ, મૂડીવાદી સમાજમાં પ્રત્યેક વર્ગની ભૂમિકા તથા અગત્યને અલગ તારવવાની અશક્તિ, લોકશાહીવાદી સુધારાઓના મૂડીવાદી સ્વરૂપ ઉપર "જનતા", "ન્યાય", અને "અધિકાર", વિશે સમાજવાદી જેવાં દેખાતાં વાક્યોનો પડદો, વગેરે વગેરે.

માર્ક્સ **પૂર્વેના** સમાજવાદનાં એ બધાં કોલાહલિયા, પચરંગી, અને દંભી રૂપોની ઉપર ૧૮૪૮ની ક્રાંતિએ વિનાશક ફટકો લગાવ્યો. ક્રાંતિએ બધા દેશોમાં

સમાજના વિવિધ વર્ગોને **સક્રિય** હાલતમાં ઉઘાડા પાડયા. ૧૮૪૮ના જૂનમાં પેરિસમાં પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગે કામદારોની ઉપર કરેલા ગોળીબારથી આખરે જાહેર થઈ ગયું કે **એકમાત્ર** સર્વહારા વર્ગ સમાજવાદી રૂપલક્ષણો ધરાવે છે. ઉદારમતવાદી મૂડીદાર વર્ગને કોઈ પણ પ્રકારના પ્રત્યાઘાતની જેટલી દહેશત લાગતી તેના કરતાં સો ગણી દહેશત સર્વહારા વર્ગની સ્વતંત્રતાની લાગતી. બાયલા ઉદારમતવાદીઓ પ્રત્યાઘાતના પગમાં નાક્લીટી તાણતા. સામંતશાહીના અવશેષોની નાબૂદીથી કિસાનપ્રજા સંતોષ પામી હતી તથા વ્યવસ્થાના સમર્થકો જોડે મળી ગઈ હતી, અને ફક્ત ક્યારેક ક્યારેક જ **કામદારોના લોકશાહીવાદ અને મૂડીવાદી ઉદારમતવાદની** વચ્ચે ડગુમગુ થતી હતી. **બિન**-વર્ગીય સમાજવાદ અને **બિન**-વર્ગીય રાજકારણના બધા જ સિદ્ધાંતો નર્યો બકવાદ સાબિત થઈ ગયા.

મૂડીવાદી પરિવર્તનોના એ વિકાસને પેરિસ કોમ્યુને (૧૮૭૧) પરિપૂર્ણ કર્યો; પ્રજાસત્તાકનું દૃઢીકરણ, અર્થાત્ જેમાં વર્ગ-સંબંધી એકદમ ઉઘાડા દેખાઈ આવે છે એવા રૂપમાં રાજકીય સંઘટનાનું દૃઢીકરણ, એકમાત્ર સર્વહારા વર્ગની વીરતાને જ આભારી હતું.

બીજા બધા યુરોપિયન દેશોમાં વધારે ગૂંચવાયેલી અને ઓછી વિકસિત પરિસ્થિતિ પણ એવા જ પરિણામની દિશામાં આગળ વધી, અર્થાત્ ચોક્કસ રૂપ ધરાવતા મૂડીવાદી સમાજની દિશામાં આગળ વધી. પ્રથમ ગાળાના (૧૮૪૮-૭૧) અંત સુધીમાં, ઝંઝાવાતો અને ક્રાંતિઓના ગાળાના અંત સુધીમાં, માર્ક્સ પૂર્વેની સમાજવાદ **નિર્જીવ થઈ ગયો હતો**. સ્વતંત્ર **સર્વહારા વર્ગીય** પાર્ટીઓ અસ્તિત્વમાં આવી ગઈ હતી: પ્રથમ ઇન્ટરનેશનલ (૧૮૬૪-૭૨) અને જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી.

## ૨

બીજો ગાળો (૧૮૭૨ – ૧૯૦૪) "શાંતિમય" લક્ષણને કારણે, ક્રાંતિઓના અભાવને કારણે, પ્રથમ ગાળાથી ભિન્ન હતો. પશ્ચિમમાં મૂડીવાદી ક્રાંતિઓ પૂરી થઈ ગઈ હતી. પૂર્વ એ ક્રાંતિઓ માટે હજુ ખડું નહોતું થયું.

પશ્ચિમ આગામી પરિવર્તનોના યુગની "શાંતિમય" તૈયારીઓના તબક્કામાં દાખલ થયું. દરેક ઠેકાણે મૂળભૂત સર્વહારા વર્ગીય સમાજવાદી પાર્ટીઓની સ્થાપના થઈ, અને એ પાર્ટીઓએ મૂડીવાદી સંસદીય પદ્ધતિનો ઉપયોગ કરીને પોતાનાં દૈનિક અખબારો, શૈક્ષણિક સંસ્થાઓ, ટ્રેડ યુનિયનો, અને સહકારી

મંડળો સ્થાપવાનું શીખી લીધું. માર્ક્સના સિદ્ધાંતને સંપૂર્ણ વિજય પ્રાપ્ત થયો અને તે **ફેલાવા લાગ્યો**. સર્વહારા વર્ગનાં બળોની વરણી તથા જમાવટના કાર્યમાં, અને આગામી લડાઈઓ માટે સર્વહારા વર્ગની તૈયારીઓમાં, ધીમી પણ એકધારી પ્રગતિ થતી રહી.

ઈતિહાસની દ્વંદ્વાત્મકતા એવી છે કે માર્ક્સવાદના સૈદ્ધાંતિક વિજયથી તેના દુશ્મનોને માર્ક્સવાદી **મહોરાં હેઠળ મોં છુપાવવાની** ફરજ પડી. અંદરથી સડી ગયેલા ઉદારમતવાદે સમાજવાદી **તકવાદના** રૂપમાં નવજીવન સાધવાની કોશિશ કરી. મહાન લડાઈઓ માટે બળોને તૈયાર કરવાના સમયનો અર્થ તેમણે એ લડાઈઓને તજી દેવા જેવો ઘટાવ્યો. રોજી-ગુલામીની વિરુદ્ધ લડવા માટે ગુલામોની હાલતમાં સુધારાનો અર્થ તેમણે ગુલામો તરફથી થોડાક દોકડા ખાતર પોતાના આઝાદીના અધિકારના વેચાણ જેવો તારવ્યો. તેમણે બાયલાઓની જેમ "સામાજિક સુમેળ"ના (અર્થાત્ ગુલામમાલિકો જોડે સુમેળના), વર્ગસંઘર્ષનો ત્યાગ કરવાના, વગેરે ઉપદેશો આપ્યા. સંસદના સમાજવાદી સભ્યોમાં, કામદાર વર્ગની ચળવળના વિવિધ પદાધિકારીઓમાં, અને "સહૃદયી" બુદ્ધિજીવીઓમાં, તેમના ઘણા અનુયાયીઓ હતા.

૩

પરંતુ "સામાજિક સુમેળ" વિશે, અને "લોકશાહી"માં ઝંઝાવાતોની બિન-જરૂરિયાત વિશે, તકવાદીઓએ પોતાની પીઠ થાબડવાનું પૂરું કર્યું ન કર્યું એટલામાં તો વિશ્વ-ઝંઝાવાતોનું નવું ઊગમસ્થાન એશિયામાં ખુલ્લું થઈ ગયું. રૂસી ક્રાંતિને પગલે પગલે તુર્કીમાં, ઈરાનમાં, અને ચીનમાં ક્રાંતિઓ થઈ. એ ઝંઝાવાતોના, અને યુરોપમાં તેના "પડઘાઓ"ના, યુગમાં આપણે અત્યારે જીવી રહ્યા છીએ. જેની વિરુદ્ધ જુદા જુદા "સભ્ય" જરખડાં હાલ પોતાના દાંતને ધાર કાઢી રહ્યાં છે એ મહાન ચીની પ્રજાસત્તાકનું ભાવિ ભલે ગમે તેવું ઘડાય, પરંતુ આ પૃથ્વી ઉપર એવી કોઈ તાકાત નથી કે જે એશિયામાં પુરાણી ખેતગુલામીની ફરી સ્થાપના કરી શકે, અથવા એશિયાઈ કે અર્ધ-એશિયાઈ દેશોમાં લોકસમુદાયોના વીરતાભર્યા લોકશાહીવાદને નાબૂદ કરી શકે.

વ્યાપક સંઘર્ષની તૈયારી કરવાની અને તેને વિકસાવવાની પરિસ્થિતિઓ વિશે ગાફેલ અમુક લોકો, યુરોપમાં મૂડીવાદની વિરુદ્ધ નિર્ણાયક સંઘર્ષમાં લાંબા વિલંબોથી, હતાશા અને અરાજકતાવાદની દિશામાં ધકેલાઈ ગયા છે. એ

5—2286

અરાજકતાવાદી હતાશા કેટલી ટૂંકી નજરની અને કેવી બાયલાપણાની છે, તે આપણે હવે જોઈ શકીએ છીએ.

એંશી કરોડની વસતિ ધરાવતું એશિયા, એ જ યુરોપિયન આદર્શોને ખાતર સંઘર્ષમાં ખેંચાઈ આવ્યું છે એ હકીકતથી આપણામાં હતાશા ન ઊપજે, આપણને આશાવાદની પ્રેરણા મળે.

એશિયાઈ ક્રાંતિઓએ આપણને ફરી વાર ઉદારમતવાદીઓનું નમાલાપણું અને નીચતા બતાવી આપ્યાં છે, લોકશાહીવાદી જનતાની સ્વતંત્રતાનું વિશેષ મહત્ત્વ બતાવી આપ્યું છે, અને સર્વહારા વર્ગ તથા બધા પ્રકારોના મૂડીદાર વર્ગ વચ્ચેનું સાફ સીમાંકન બતાવી આપ્યું છે. યુરોપ અને એશિયા બન્નેના અનુભવ પછી જે કોઈ માણસ **બિન**-વર્ગીય રાજકારણની અને **બિન**-વર્ગીય સમાજવાદની વાત કરે તેને તો ઝટ પાંજરામાં પૂરી દઈને, ઑસ્ટ્રેલિયાના કાંગારુની કે એવા જ બીજા કોઈ જનાવરની જોડાજોડ, ચીડિયાખાનામાં ગોઠવી દેવો જોઈએ.

એશિયા પછી યુરોપ પણ સળવળવા લાગ્યું છે, પરંતુ એશિયાની રીતે નહિ. ૧૮૭૨—૧૯૦૪નો "શાંતિમય" ગાળો વીતી ગયો છે અને કદી પાછો આવવાનો નથી. ઊંચું જીવનનિર્વાહ ખર્ચ અને ટ્રસ્ટોની જુલમશાહી આર્થિક સંઘર્ષમાં અભૂતપૂર્વ ઉગ્રતા આણી રહ્યાં છે, અને ઉદારમતવાદ દ્વારા સૌથી વધારે ભ્રષ્ટ કરવામાં આવેલા બ્રિટિશ કામદારોને પણ એ સંઘર્ષે ગતિશીલ કરી દીધા છે. જર્મની જેવા તદ્દન "રૂઢિચુસ્ત" મૂડીવાદી-યુંકર દેશમાં પણ આપણને રાજકીય કટોકટીના ભણકારા સાંભળવા મળે છે. શસ્ત્રોની ઘેલછાભરી જમાવટ અને સામ્રાજ્યવાદની નીતિ આધુનિક યુરોપને એવા "સામાજિક સુમેળ"માં પલટાવી રહી છે કે જે સ્ફોટક દારૂના પીપને વધારે મળતી આવે છે. દરમિયાનમાં, **બધી** મૂડીવાદી પાર્ટીઓમાં સડાની, અને સર્વહારા વર્ગના વિકાસની, ક્રિયા એકધારી જોર પકડી રહી છે.

માર્ક્સવાદની રજૂઆત પછી વિશ્વ ઇતિહાસના ત્રણ મહાન ગાળાઓમાંથી દરેકમાં માર્ક્સવાદને નવી પુષ્ટિઓ અને નવી ફતેહો હાંસલ થઈ છે. પરંતુ ઇતિહાસના આગામી ગાળામાં એથીયે અધિક મહાન વિજયો સર્વહારા વર્ગનો સિદ્ધાંત અંકિત કરતા માર્ક્સવાદની રાહ જોઈ રહ્યા છે.

૧૯૧૩ના માર્ચની પહેલી તારીખે 'પ્રાવદા'ના પાંચમા અંકમાં પ્રકાશિત

સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૩, પૃ. ૧—૪.

# માર્ક્સવાદ અને સુધારણાવાદ

એક જાણીતી કહેવત છે કે ભૂમિતિના સિદ્ધાંતો જો માનવીય હિતોને અસર કરે તો તેમનું ખંડન કરવાનો પ્રયત્ન પણ અવશ્ય કરવામાં આવે જ. અધ્યાત્મવાદના પુરાણા પૂર્વગ્રહો જોડે ઘર્ષણમાં આવતા પ્રાકૃતિક-ઐતિહાસિક સિદ્ધાંતોએ અત્યંત ઝનૂની વિરોધ જગાવ્યો છે અને હજુ પણ જગાવે છે. એટલે એ વાતમાં કશું આશ્ચર્ય નથી કે માર્ક્સવાદી સિદ્ધાંતને, આધુનિક સમાજમાં અગ્રગામી વર્ગને જ્ઞાન આપવાનું અને સંગઠિત કરવાનું સીધું કામ કરનાર સિદ્ધાંતને, એ વર્ગની સમક્ષ ઉપસ્થિત કાર્યો નિર્દેશિત કરનાર સિદ્ધાંતને, અને — આર્થિક વિકાસના કારણથી — વર્તમાન પ્રથાને સ્થાને એક નવી વ્યવસ્થાની અનિવાર્ય સ્થાપના બતાવનાર સિદ્ધાંતને, પોતાના જીવનકાળ દરમિયાન એક એક કદમ આગળ ભરવા માટે જંગ ખેલવો પડે છે.

કહેવાની જરૂર નથી કે મિલકતદાર વર્ગોની ઊગતી પેઢીને મૂઢ બનાવી દેવા માટે અને આંતરિક તથા બાહ્ય દુશ્મનોની વિરુદ્ધ "તાલીમ" આપવા માટે, સરકારી પ્રોફેસરો દ્વારા સરકારી રીતે શીખવવામાં આવતાં મૂડીવાદી વિજ્ઞાન તથા તત્ત્વજ્ઞાનને આ વાત લાગુ પડે છે. એ વિજ્ઞાન જાહેર કરે છે કે માર્ક્સવાદનું ખંડન થઈ ગયું છે તથા જડમૂળથી નાશ થઈ ગયો છે, અને તે માર્ક્સવાદ વિશે સાંભળવા પણ તૈયાર નથી. સમાજવાદનું ખંડન કરીને પોતાની ભાવિ કારકિર્દી ઘડતા યુવાન વિદ્વાનો અને ભાતભાતની બેહદ ઘસાઈ ગયેલી "પદ્ધતિઓ"ની પરંપરા જાળવી રાખતા જરાગ્રસ્ત મોટેરાઓ, બેઉ સરખા ઉત્સાહથી માર્ક્સની ઉપર પ્રહારો કરે છે. માર્ક્સવાદની પ્રગતિ, માર્ક્સવાદના વિચારો ફેલાઈ રહ્યા છે અને કામદાર વર્ગમાં દૃઢ સ્થાન જમાવી રહ્યા છે એ હકીકત, માર્ક્સવાદની ઉપરના એવા મૂડીવાદી પ્રહારોનાં પુનરાવર્તન અને તીવ્રતામાં અનિવાર્ય રીતે વધારો કરે છે, પરંતુ સરકારી વિજ્ઞાન માર્ક્સવાદનો જ્યારે જ્યારે "જડમૂળથી નાશ" કરે છે તેવી પ્રત્યેક વેળાએ માર્ક્સવાદ વધારે મજબૂત, વધારે મક્કમ, અને વધારે જોશીલો બને છે.

પરંતુ કામદાર વર્ગના સંઘર્ષ જોડે સંકળાયેલા અને મુખ્યત્વે સર્વહારા વર્ગમાં પ્રચલિત વિચારોમાં પણ માર્ક્સવાદે પોતાનું સ્થાન તરત તો દૃઢ નહોતું જ કરી લીધું. માર્ક્સવાદ પોતાના અસ્તિત્વની પ્રથમ અરધી સદી દરમિયાન (ઓગણીસમી સદીના પાંચમા દાયકાનાં વર્ષોથી માંડીને) પોતાનાથી મૂળભૂત રીતે વિરોધી સિદ્ધાંતોનો સામનો કરવામાં ડૂબેલો રહ્યો હતો. પાંચમા દાયકાનાં શરૂઆતનાં વર્ષોમાં માર્ક્સ અને એંગેલ્સે દાર્શનિક આદર્શવાદનો દૃષ્ટિકોણ ધરાવતા ઉદ્દામ યુવાન હેગેલવાદીઓ જોડે હિસાબ ચૂકતે કર્યો. પાંચમા દાયકાના અંતમાં આર્થિક સિદ્ધાંતોના ક્ષેત્રમાં પ્રુધોંવાદની[68] વિરુદ્ધ સંઘર્ષ શરૂ થયો. ૧૮૪૮ના ઝંઝાવાતી વર્ષ દરમિયાન ઉદ્ભવ પામેલી પાર્ટીઓ અને સિદ્ધાંતોની ટીકામાં, એ સંઘર્ષની સમાપ્તિનો છઠ્ઠો દાયકો સાક્ષી બન્યો. સાતમા દાયકામાં સંઘર્ષ સામાન્ય સિદ્ધાંતના ક્ષેત્રમાંથી ખસીને પ્રત્યક્ષ કામદાર આંદોલનની વધારે નજીક આવ્યો: ઇન્ટરનેશનલમાંથી બાકૂનિનવાદની[69] હકાલપટ્ટી. આઠમા દાયકાના આરંભમાં જર્મનીનો તખતો ટૂંક સમય માટે પ્રુધોંવાદી મ્યૂલબેર્ગેરના કબજામાં રહ્યો, અને આઠમા દાયકાના અંતમાં પ્રત્યક્ષવાદી ડ્યૂહરિંગના કબજામાં. પરંતુ સર્વહારા વર્ગની ઉપર એ બન્નેની અસર તો પહેલેથી જ તદ્દન નહિવત્ હતી. કામદાર આંદોલનમાં માર્ક્સવાદ બીજી બધી વિચારસરણીઓની ઉપર નિર્વિવાદ વિજય મેળવવા માંડયો હતો.

છેલ્લા દાયકા સુધીમાં તો એ વિજય મુખ્યત્વે પરિપૂર્ણ થઈ ચૂક્યો હતો. પ્રુધોંવાદની પરંપરાઓની પકડ જ્યાં સૌથી વધારે લાંબો સમય ટકી રહી હતી એ લેટિન દેશોમાં પણ, કામદારોની પાર્ટીઓ પોતાના કાર્યક્રમો અને કાર્યનીતિઓને હકીકતમાં તો માર્ક્સવાદના પાયાઓ ઉપર જ ઘડતી. કામદાર આંદોલનની ફરી ચેતનમય થયેલી આંતરરાષ્ટ્રીય સંસ્થાએ—સમયાંતરે આંતરરાષ્ટ્રીય કૉંગ્રેસોના રૂપમાં—શરૂઆતથી જ, અને લગભગ કોઈ પણ જાતના સંઘર્ષ વિના જ, સમગ્ર મૂળતત્ત્વોની દૃષ્ટિએ માર્ક્સવાદી દૃષ્ટિકોણ અપનાવી લીધો. પરંતુ માર્ક્સવાદે પોતાના વિરોધી ઓછાવત્તા પરિપૂર્ણ બધા સિદ્ધાંતોને ફગાવી દીધા તે પછી, એ સિદ્ધાંતોમાં વ્યક્ત થતી વૃત્તિઓ બીજા માર્ગો ખોળવા લાગી. સંઘર્ષનાં રૂપો અને કારણો બદલાયાં, પરંતુ સંઘર્ષ ચાલુ જ રહ્યો. અને માર્ક્સવાદના અસ્તિત્વની બીજી અરધી સદી, માર્ક્સવાદની અંદરના જ વિરોધી વહેણની વિરુદ્ધ તેના સંઘર્ષથી શરૂ થઈ (ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં).

એક સમયના મતાગ્રહી માર્ક્સવાદી બર્નસ્ટાઇને બેહદ ઘોંઘાટ કરતાં અને માર્ક્સના સિદ્ધાંતોમાં સુધારાઓની અત્યંત ધ્યેયલક્ષી જાહેરાત કરતાં, માર્ક્સના

સિદ્ધાંતોની સુધારણા કરતાં, સુધારણાવાદની હિમાયત કરતાં, આગળ આવીને એ વહેણને[70] પોતાનું નામ આપ્યું. દેશના આર્થિક પછાતપણાને લીધે, અને ખેતગુલામીના અવશેષોના ભાર તળે દબાયેલી કિસાન વસતિની બહુલતાને કારણે, જ્યાં બિનમાર્ક્સવાદી સમાજવાદનું સ્થાન સ્વાભાવિક રીતે જ વધારેમાં વધારે લાંબા સમય સુધી ટકી રહ્યું છે એવા રશિયામાં પણ, એ બિનમાર્ક્સવાદી સમાજવાદ આપણી નજર સામે જ સ્પષ્ટ રીતે સુધારણાવાદમાં બદલાઈ રહ્યો છે. જમીનની સમસ્યાની બાબતમાં (બધી જમીનના સુધરાઈકરણનો કાર્યક્રમ) તેમ જ કાર્યક્રમ તથા કાર્યનીતિના સામાન્ય સવાલોની બાબતમાં, બન્ને ક્ષેત્રોમાં આપણા સામાજિક-નરોદવાદીઓ[71] તેમની પુરાણી, પોતાની રીતે પરિપૂર્ણ અને મૂળભૂત રીતે માર્ક્સવાદની વિરોધી, મરણોન્મુખ તથા લુપ્ત થઈ રહેલી પદ્ધતિના અવશેષોને વધારે ને વધારે પ્રમાણમાં, માર્ક્સના સિદ્ધાંતો સંબંધી "સુધારાઓ" તરીકે મૂકી રહ્યા છે.

માર્ક્સની પહેલાંનો સમાજવાદ પરાજિત થઈ ગયો છે. પરંતુ તેણે પોતાનો સંઘર્ષ ચાલુ રાખ્યો છે, જેને તે હવે પોતાના સ્વતંત્ર સ્થાનેથી નહિ પણ માર્ક્સવાદની સામાન્ય ભૂમિ ઉપર સુધારણાવાદના રૂપમાં ચલાવી રહ્યો છે. એટલે આપણે સુધારણાવાદના સૈદ્ધાંતિક સાર વિશે વિચાર કરવો જોઈએ.

ફિલસૂફીના ક્ષેત્રમાં સુધારણાવાદ મૂડીવાદી પ્રાધ્યાપકીય "વિજ્ઞાન"ને પગલે પગલે આવ્યો છે. પ્રાધ્યાપકો "કાંટ તરફ પાછા" વળી ગયા — અને સુધારણાવાદ નવકાંટવાદીઓની[72] પાછળ પાછળ ઘસડાતો ગયો. દાર્શનિક ભૌતિકવાદની વિરુદ્ધ પાદરીઓ જેને હજાર વાર દોહરાવી ચૂક્યા છે એવી ચવાઈ ગયેલી વાતોને પ્રાધ્યાપકો વાગોળતા રહ્યા — અને સુધારણાવાદીઓ લાડભર્યું સ્મિત કરીને ગણગણ્યા (અંતિમ હૅન્ડબુક અનુસાર શબ્દશ:) કે ભૌતિકવાદનું તો લાંબા કાળ પહેલાં જ "ખંડન થઈ ચૂક્યું" છે. પ્રાધ્યાપકોએ હેગેલને "મૃત શ્વાન" જેવો ગણી કાઢ્યો, અને પોતે જ આદર્શવાદનો ઉપદેશ કરતા હોવા છતાં, માત્ર એટલા ફેર સાથે કે હેગેલના આદર્શવાદ કરતાં હજાર ગણા હલકી કોટિના અને ઉપરચોટિયા આદર્શવાદનો ઉપદેશ કરતા હોવા છતાં, તેમણે દ્વંદ્વવાદ પ્રત્યે તુચ્છકારપૂર્વક પોતાના ખભા ઉલાળ્યા — અને સુધારણાવાદીઓએ તેમની પાછળ પાછળ વિજ્ઞાનની દાર્શનિક ભ્રષ્ટતાના કાદવમાં હાથપગ ઉછાળતા ગબડી પડીને, "કૌશલ્યપૂર્ણ" (અને ક્રાંતિકારી) દ્વંદ્વવાદને સ્થાને "સાદી" (અને શાંતિમય) "ઉત્ક્રાંતિ"ને મૂકી. પ્રાધ્યાપકો પોતાનો સરકારી પગાર, પોતાની આદર્શવાદી તથા "ટીકાત્મક" બન્ને પદ્ધતિઓને વર્ચસ્વી મધ્યકાલીન "ફિલસૂફી"ના

(અર્થાત્ ઈશ્વરવાદના) ઘાટમાં ઢાળીને કમાતા — અને સુધારણાવાદીઓ ધર્મને "ખાનગી બાબત" બનાવવાનો પ્રયત્ન કરીને, આધુનિક રાજ્યના સંબંધમાં નહિ પણ અગ્રગામી વર્ગની પાર્ટીના સંબંધમાં ખાનગી બાબત બનાવવાનો પ્રયત્ન કરીને, તેમની જોડાજોડ રહ્યા.

માર્ક્સના સિદ્ધાંતોમાં રજૂ કરાતી એવી "સુધારણાઓ"નો વર્ગ-પરિભાષામાં વાસ્તવિક અર્થ શું હતો એ જણાવવાની જરૂર નથી: એ તો આપમેળે સ્પષ્ટ જ છે. આપણે ફક્ત એટલી નોંધ લઈશું કે આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સુધારણાવાદીઓની માન્યામાં ન આવે એવી ચવાઈ ગયેલી વાતોની, સુસંગત દ્વંદ્વાત્મક ભૌતિકવાદના દૃષ્ટિકોણથી ટીકા કરનાર એકમાત્ર માર્ક્સવાદી પ્લેખાનોવ હતો. એ હકીકતની ઉપર ઘણો વધારે ભાર મૂકવો જોઈએ કેમ કે વર્તમાન સમયે, પ્લેખાનોવના કુનેહભર્યા તકવાદની ટીકાનો સ્વાંગ સજાવેલા પુરાણા અને પ્રત્યાઘાતી દાર્શનિક કચરાને, આંદોલનમાં ઘુસાડી દેવાના ગંભીર ભૂલભરેલા પ્રયત્નો થઈ રહ્યા છે.*

રાજકીય અર્થશાસ્ત્રની બાબત ઉપર આવતાં, સૌથી પહેલાં નોંધ લેવી જોઈએ કે એ ક્ષેત્રમાં સુધારણાવાદીઓની "સુધારણાઓ" ઘણી વધારે સર્વાંગી અને વિગતવાર હતી, "આર્થિક વિકાસ સંબંધી નવી સામગ્રી" દ્વારા લોકોને પ્રભાવિત કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા. કહેવામાં આવ્યું હતું કે મોટા પાયાના ઉત્પાદનનું કેંદ્રીકરણ, અને મોટા પાયાના ઉત્પાદન દ્વારા નાના પાયાના ઉત્પાદનની હકાલપટ્ટી, કૃષિના ક્ષેત્રમાં મુદ્દલ થતાં જ નથી, અને વાણિજ્ય તથા ઉદ્યોગમાં એવી ક્રિયાઓ બહુ જ ધીરી ગતિએ આગળ વધે છે. કહેવામાં આવ્યું હતું કે કટોકટીઓ હવે વધારે વિરલ અને કમજોર બની ગઈ છે, અને કાર્ટેલો તથા ટ્રસ્ટો ઘણું કરીને કટોકટીઓને તદ્દન નાબૂદ કરી દેવામાં મૂડીને સહાય કરશે. કહેવામાં આવ્યું હતું કે જેની દિશામાં મૂડીવાદ આગળ ધસી રહ્યો છે એ "વિનાશનો સિદ્ધાંત", વર્ગ-વિરોધોની વધારે હળવા અને ઓછા તીવ્ર

---

*બોગ્દાનોવ, બાઝારોવ તથા અન્ય દ્વારા લિખિત 'માર્ક્સવાદના તત્ત્વજ્ઞાનનાં પરીક્ષણો' જુઓ. પુસ્તકની ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી. હું એટલું જણાવવા પૂરતો જ મર્યાદિત રહીશ કે ખૂબ નજીકના ભવિષ્યમાં લેખમાળા દ્વારા કે અલગ પુસ્તિકા દ્વારા સાબિત કરી આપીશ કે નવકાંટવાદી સુધારણાવાદીઓ અંગે આ વાચનામાં મેં જે કંઈ કહ્યું છે તે **બધું**, તાત્ત્વિક દૃષ્ટિએ, "નૂતન" નવ-હ્યુમવાદી તથા નવ-બર્કલીવાદી સુધારણાવાદીઓને[73] પણ લાગુ પડે છે. — સં.

બનતા જવાના વલણને કારણે, બિનપાયેદાર છે. છેલ્લે એમ પણ કહેવામાં આવ્યું હતું કે માર્ક્સના મૂલ્યના સિદ્ધાંતની સુધારણા બોહ્મ-બાવેર્ક અનુસાર કરી લેવામાં આવે તો ખોટું નહિ ગણાય.

આ સવાલોની બાબતમાં સુધારણાવાદીઓની વિરુદ્ધ જંગથી આંતરરાષ્ટ્રીય સમાજવાદમાં થયેલું સૈદ્ધાંતિક વિચારક્રિયાનું ફળદાયી પુનરુત્થાન, વીશ વર્ષ પહેલાં એંગેલ્સના ડ્યૂહરિંગ જોડેના વાદવિવાદના પરિણામે થયેલા પુનરુત્થાન જેટલું જ હતું. સુધારણાવાદીઓની દલીલોનું હકીકતો અને આંકડાઓની સહાય વડે પૃથક્કરણ કરવામાં આવ્યું. સાબિત કરવામાં આવ્યું કે સુધારણાવાદીઓ સતત આધુનિક નાના પાયાના ઉત્પાદનનું ગુલાબી રંગે રંગેલું ચિત્ર રજૂ કરી રહ્યા છે. નાના પાયાના ઉત્પાદનની સરખામણીમાં મોટા પાયાના **ઉત્પાદનનું** ચડિયાતું ટેકનિકલ અને વાણિજ્યિક સ્વરૂપ ફક્ત ઉદ્યોગના ક્ષેત્રમાં જ નહિ પરંતુ કૃષિના ક્ષેત્રમાં પણ નિર્વિવાદ હકીકતોના આધારે પુરવાર થઈ ગયું છે. પરંતુ કૃષિમાં પણ્ય-ઉત્પાદનનો ઘણો ઓછો વિકાસ થયો છે, અને વિશ્વ અર્થકારણની **વિનિમયની** પ્રક્રિયામાં વધારે ને વધારે ખેંચાઈ રહેલી વિશેષ કૃષિ-શાખાઓની (ક્યારેક પ્રક્રિયાઓની પણ) વરણીમાં આધુનિક આંકડાશાસ્ત્રીઓ તથા અર્થશાસ્ત્રીઓ સામાન્ય રૂપે બહુ કુશળ નથી રહ્યા. નાના પાયાનું ઉત્પાદન પ્રાકૃતિક અર્થકારણના ખંડેરોના આધારે, સતત બગડતા જતા ખોરાકના આધારે, ઘર ઘાલી બેઠેલા ભૂખમરાના આધારે, કામદિનને વધારે લાંબો બનાવીને, અને પશુઓની કથળતી જતી નસલ તથા ઘટતી જતી સારસંભાળના આધારે નભી રહે છે, ટૂંકમાં રીતો એ જ છે કે જેના આધારે હાથકારીગરીનું ઉત્પાદન મૂડીવાદી યંત્રોત્પાદનની વિરુદ્ધ નભી રહ્યું હતું. મૂડીવાદી સમાજમાં વિજ્ઞાન અને ટેક્નોલોજીમાં થતી પ્રત્યેક પ્રગતિ નાના પાયાના ઉત્પાદનના પાયાઓને અનિવાર્ય તથા અદમ્ય રીતે એકધારા ખોદતી જાય છે, અને સમાજવાદી અર્થશાસ્ત્રનું કર્ત્તવ્ય છે કે તે એ ક્રિયાનાં બધાં રૂપોમાં, જે ઘણી વાર જટિલ અને બારીક હોય છે, શોધખોળ કરે અને નાના ઉત્પાદકને મૂડીવાદમાં પોતાનું સ્થાન ટકાવી રાખવાની અશક્યતા બતાવી આપે, મૂડીવાદમાં કિસાન-ખેતીની નાઉમેદ હાલત સ્પષ્ટ કરી આપે, અને કિસાન માટે સર્વહારાનો દૃષ્ટિકોણ અપનાવવાની આવશ્યકતા સિદ્ધ કરી આપે. આ સવાલની બાબતમાં, એકતરફી રીતે અને મૂડીવાદની સમગ્ર પદ્ધતિનો સંદર્ભ જાળવ્યા વગર પસંદ કરવામાં આવેલી હકીકતો ઉપર આધારિત ઉપરચોટિયાં સામાન્ય સૂત્રો રજૂ કરીને, સુધારણાવાદીઓ વૈજ્ઞાનિક અર્થમાં પાપમાં પડ્યા છે. રાજકીય દૃષ્ટિએ તેઓ એ હકીકતથી પાપમાં પડ્યા છે કે

તેમણે, ઈચ્છા હોય કે ન હોય તોપણ, કિસાનને ક્રાંતિકારી સર્વહારાનું દૃષ્ટિબિંદુ અપનાવવાનું ઉત્તેજન આપવાને બદલે, માલિકનું વલણ (અર્થાત્ મૂડીદાર વર્ગનું વલણ) અપનાવવાનું આકર્ષણ કે ઉત્તેજન અનિવાર્ય રીતે પૂરું પાડયું.

કટોકટીઓના સિદ્ધાંતની બાબતમાં અને વિનાશના સિદ્ધાંતની બાબતમાં સુધારણાવાદીઓની સ્થિતિ એથી પણ બદતર હતી. ઔદ્યોગિક ચડતી અને સમૃદ્ધિનાં થોડાંક વર્ષોના પ્રભાવ તળે, માર્ક્સના સિદ્ધાંતના પાયાઓને નવું રૂપ આપવાનો વિચાર તો લોકો, અને તે પણ અત્યંત ટૂંકી દૃષ્ટિ ધરાવતા લોકો, ફક્ત ટૂંક સમય માટે જ કરી શકે. વાસ્તવિકતાઓએ સુધારણાવાદીઓને બહુ જલદી સ્પષ્ટ કરી આપ્યું કે કટોકટીઓ કંઈ ભૂતકાળની બિના નથી બની ગઈ: સમૃદ્ધિને પગલે પગલે કટોકટી આવી પહોંચી. કટોકટીઓનાં રૂપો, ક્રમ, અને દેખાવમાં પરિવર્તન આવ્યું, પરંતુ કટોકટીઓ મૂડીવાદી પદ્ધતિના અનિવાર્ય ઘટક રૂપે તો કાયમ જ રહી. ઉત્પાદનની એકતા સાધવાની સાથે સાથે જ, કાર્ટેલો અને ટ્રસ્ટોએ બધાને સાફ દેખાય એવી રીતે ઉત્પાદનની અરાજકતામાં, સર્વહારા વર્ગના નિર્વાહની બિનસલામતીમાં, અને મૂડી દ્વારા કરવામાં આવતા પીડનમાં વધારો કર્યો, અને પરિણામે વર્ગ-વિરોધોને અભૂતપૂર્વ હદે ઉગ્ર બનાવી દીધા. મૂડીવાદ પતનની દિશામાં આગળ ધસી રહ્યો છે—અલગ અલગ રાજકીય અને આર્થિક કટોકટીઓના અર્થમાં તેમ જ સમગ્ર મૂડીવાદી પદ્ધતિના સંપૂર્ણ વિનાશના અર્થમાં, બન્ને અર્થોમાં—એ વાતને ચોક્કસ રીતે નવાં રાક્ષસી ટ્રસ્ટોએ જ, વિશેષ રૂપે અને ખાસ વિશાળ પાયા ઉપર, સ્પષ્ટ કરી દીધી છે. અમેરિકાની તાજેતરની નાણાકીય કટોકટી અને આખા યુરોપમાં બેરોજગારીમાં ભયંકર વધારો, અનેક ચિહ્નો જેની તરફ આંગળી ચીંધી રહ્યાં છે એ તોળાઈ રહેલી ઔદ્યોગિક કટોકટી વિશે કશું જ ન કહીએ તોપણ—એ સર્વનું પરિણામ એવું આવ્યું છે કે સુધારણાવાદીઓના તાજેતરના "સિદ્ધાંતો"ને બધા લોકો ભૂલી ગયા છે, જેમાં સુધારણાવાદીઓની પોતાની જ અંદરના અનેક માણસોનો સમાવેશ થયેલો દેખાય છે. પરંતુ બુદ્ધિજીવીઓની આ અસ્થિરતાએ કામદાર વર્ગને જે પાઠ શીખવ્યા છે તેને ન જ ભૂલવા જોઈએ.

મૂલ્યના સિદ્ધાંતની બાબતમાં ફક્ત એટલું જ કહેવાનું જરૂરી છે કે બોહ્મ-બાવેર્ક પ્રકારના ઈશારા અને વિશ્વાસ સિવાય સુધારણાવાદીઓનો બીજો કશો ફાળો મુદ્દલ રહ્યો જ નથી, એટલે વૈજ્ઞાનિક વિચારધારાના વિકાસની ઉપર તેમણે કોઈ જાતની અસરો મુદ્દલ પાડી જ નથી.

રાજકારણના ક્ષેત્રમાં સુધારણાવાદે માર્ક્સવાદના પાયાઓમાં, અર્થાત્

વર્ગસંઘર્ષના સિદ્ધાંતમાં, સુધારણા કરવાની સાચેસાચ કોશિશ કરી હતી. આપણને કહેવામાં આવ્યું હતું કે રાજકીય આઝાદી, લોકશાહી, અને સાર્વજનીન મતાધિકાર વર્ગસંઘર્ષના આધારનું ખંડન કરી દે છે, અને 'કોમ્યુનિસ્ટ પાર્ટીના જાહેરનામું'ની જૂની રજૂઆતને ખોટી બનાવી દે છે કે કામદાર ઇન્સાનોને કોઈ દેશ નથી. તેમણે કહ્યું કે લોકશાહીમાં "બહુમતીની ઇચ્છા" પ્રવર્તમાન હોય છે એટલે આપણે ન તો રાજ્યને વર્ગશાસનનું સાધન ગણવું જોઈએ, કે ન પ્રત્યાઘાતીઓની વિરુદ્ધ પ્રગતિશીલ તથા સામાજિક સુધારાની હિમાયત કરનાર મૂડીદાર વર્ગ સાથેના જોડાણોને નકારવાં જોઈએ.

એક વાતનો ઇનકાર ન થઈ શકે કે સુધારણાવાદીઓની એ દલીલો વિચારોની, અર્થાત્ પુરાણા અને જાણીતા ઉદારમતવાદી-મૂડીવાદી વિચારોની, પદ્ધતિ સમી હતી. ઉદારમતવાદીઓ હંમેશાં કહેતા રહ્યા છે કે મૂડીવાદી સંસદીય વ્યવસ્થા વર્ગોને અને વર્ગ-વિભાજનોને નષ્ટ કરી નાખે છે કેમ કે મત આપવાનો અને દેશના શાસનમાં ભાગ લેવાનો અધિકાર બધા નાગરિકો કોઈ પણ જાતના ભેદભાવ વગર સરખે ભાગે ભોગવે છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધનો યુરોપનો આખો ઇતિહાસ અને વીશમી સદીના આરંભનો રૂસી ક્રાંતિનો આખો ઇતિહાસ સાફ બતાવે છે કે એ વિચારો કેટલા બેહૂદા છે. "લોકશાહીવાદી" મૂડીવાદની આઝાદી હેઠળ આર્થિક ભેદો હળવા નથી બનતા પરંતુ વધારે તીવ્ર બને છે. સંસદીય વ્યવસ્થા અત્યંત લોકશાહીવાદી મૂડીવાદી પ્રજાસત્તાકોનુંયે, વર્ગ-પીડનના સાધનો તરીકેનું સ્વરૂપ, ખતમ નથી કરતી પરંતુ ઉઘાડું પાડે છે. વસતિના જે લોકસમુદાયો પહેલાં રાજકીય ઘટનાઓમાં સક્રિય ભાગ લેતા હતા તેના કરતાં પારાવાર પ્રમાણમાં વધારે વ્યાપક લોકસમુદાયોને જ્ઞાન આપવામાં તથા સંગઠિત કરવામાં સહાય કરીને, સંસદીય વ્યવસ્થા કટોકટીઓનો અને રાજકીય ક્રાંતિઓનો અંત આણવાનું કામ નથી કરતી, પરંતુ એવી ક્રાંતિઓ દરમિયાન આંતરવિગ્રહને એકદમ ઉગ્ર બનાવી દેવાનું કામ કરે છે. ૧૮૭૧ની વસંતમાં પેરિસમાં બનેલી ઘટનાઓએ, અને ૧૯૦૫ના શિયાળામાં રશિયામાં બનેલી ઘટનાઓએ, શક્ય હતી એટલી સ્પષ્ટતાથી બતાવી આપ્યું કે આંતરવિગ્રહને ઉગ્ર બનાવવાની એ કામગીરી કેવી અનિવાર્ય છે. સર્વહારા વર્ગીય આંદોલનને કચડી નાખવા માટે ફ્રેંચ મૂડીદાર વર્ગે એક પળ પણ અચકાયા વગર આખા રાષ્ટ્રના દુશ્મન સાથે, પોતાના દેશને જેણે તારાજ કરી નાખ્યો હતો એ પરદેશી સૈન્ય સાથે, સોદો કર્યો. સંસદીય વ્યવસ્થા અને મૂડીવાદી લોકશાહીવાદીની અનિવાર્ય આંતરિક દ્વંદ્વાત્મકતાને—જે વ્યાપક હિંસા દ્વારા, અગાઉ કરતાં પણ વધારે ચોકસાઈથી

દલીલનો ફેંસલો આણે છે — જે ન સમજે તે સંસદવાદના આધારે સિદ્ધાંત જોડે સુસંગત પ્રચાર અને આંદોલન કદી ન ચલાવી શકે, એવી "દલીલો"માં વિજયી સામેલગીરી માટે કામદાર વર્ગના સમુદાયોને સાચેસાચ તૈયાર ન જ કરી શકે. પશ્ચિમમાં સામાજિક સુધારાના આગ્રહી ઉદારમતવાદીઓ, અને રૂસી ક્રાંતિમાં ઉદારમતવાદી સુધારાવાદીઓ (કેડેટોની[74]), સાથેનાં જોડાણો, કરારો, અને જૂથોના અનુભવે ખાતરીબંધ રીતે બતાવી આપ્યું છે કે એવા કરારો તો, લડવાની ઓછામાં ઓછી શક્તિ ધરાવતા અને અત્યંત ઢચુપચુ તથા દગાખોર તત્ત્વોની જોડે લડવૈયાઓને સાંકળી લઈને, લોકસમુદાયોની ચેતનાને બુઠ્ઠી બનાવવાનું જ કામ કરે છે, તેમના સંઘર્ષના વસ્તુગત મહત્ત્વમાં વૃદ્ધિ નથી કરતા પણ તેને નબળું પાડે છે. સુધારણાવાદી રાજકીય કાર્યનીતિને વ્યાપક અને સાચેસાચ રાષ્ટ્રીય પાયા ઉપર લાગુ કરવાના મોટામાં મોટા અખતરા સમા ફ્રાંસના મિલેરાંવાદે[75], સુધારણાવાદનું એવું વાસ્તવિક મૂલ્યાંકન પૂરું પાડયું છે કે જેને આખી દુનિયાનો સર્વહારા વર્ગ કદી ભૂલશે નહિ.

સુધારણાવાદની આર્થિક અને રાજકીય વૃત્તિઓની સ્વાભાવિક પુરવણી સમાજવાદી આંદોલનના અંતિમ લક્ષ્ય સંબંધી તેના વલણમાં અંકિત હતી. "આંદોલન એટલે બધું જ, અંતિમ લક્ષ્ય એટલે કંઈ જ નહિ" — બર્નસ્ટાઈનનું આ સંકેતસૂત્ર સુધારણાવાદના સારને અનેક નિરૂપણો કરતાં વધારે સારી રીતે વ્યક્ત કરે છે. મામલે મામલે પોતાનું વર્તન નક્કી કરવું, દિવસની ઘટનાઓ અને ક્ષુદ્ર રાજકારણના ખળભળાટ તથા પરિવર્તનને અનુકૂળ બની જવું, સર્વહારા વર્ગનાં પ્રાથમિક હિતોને અને સમગ્ર મૂડીવાદી પદ્ધતિનાં, આખી મૂડીવાદી ઉત્ક્રાંતિનાં, પાયાનાં લક્ષણોને ભૂલી જવાં, મોજૂદ ઘડીના સાચા કે કલ્પિત ફાયદાઓ માટે સર્વહારા વર્ગનાં પ્રાથમિક હિતોનું બલિદાન દેવું — એવી છે સુધારણાવાદની નીતિ. અને એ નીતિના સ્વરૂપમાંથી જ ઉઘાડો અર્થ નીકળે છે કે એ નીતિ રૂપોની અનંત વિવિધતા પણ કદાચ ધારણ કરે, અને પ્રત્યેક ઓછીવત્તી "નવી" સમસ્યા, ઘટનાઓનો પ્રત્યેક ઓછોવત્તો અણધાર્યો અને ઓચિંતો પલટો, પછી તેઓ વિકાસની મૂળભૂત રેખામાં ભલે ને નહિવત્ અંશે અને કેવળ સાવ ટૂંકા ગાળા માટે જ પરિવર્તન આણતાં હોય તોપણ, એક યા બીજા પ્રકારના સુધારણાવાદને હંમેશાં અનિવાર્ય રીતે ઉત્પન્ન કરશે જ.

સુધારણાવાદની અનિવાર્યતા આધુનિક સમાજમાં તેના વર્ગમૂળિયાં દ્વારા નિર્ધારિત થાય છે. સુધારણાવાદ આંતરરાષ્ટ્રીય ઘટના છે. જરા પણ જાણકારી ધરાવતા કોઈ પણ વિચારશીલ સમાજવાદીને એ વાતમાં મુદ્દલ શંકા ન જ

હોઈ શકે કે જર્મનીમાં રૂઢિચુસ્તો અને બર્નસ્ટાઇનવાદીઓ[76] વચ્ચેનો સંબંધ, ફ્રાંસમાં ગેદવાદીઓ અને જોરેસવાદીઓ (અને હવે ખાસ કરીને બ્રૂસવાદીઓ)[77] વચ્ચેનો સંબંધ, ગ્રેટબ્રિટનમાં સામાજિક-લોકશાહીવાદી સંઘ અને સ્વતંત્ર કામદાર પાર્ટી[78] વચ્ચેનો સંબંધ, બેલ્જિયમમાં બ્રૂકેર અને વેન્દરવેલ્દે વચ્ચેનો સંબંધ, ઈટલીમાં અખંડતાવાદીઓ[79] અને સુધારાવાદીઓ વચ્ચેનો સંબંધ, રશિયામાં બોલ્શેવિકો અને મેન્શેવિકો[80] વચ્ચેનો સંબંધ, એ બધા દેશોની વર્તમાન હાલતમાં રાષ્ટ્રીય પરિસ્થિતિઓ અને ઐતિહાસિક કારણોની બેહદ વિવિધતા છતાં, તાત્ત્વિક દૃષ્ટિએ સર્વત્ર એક સરખો જ છે. હકીકતમાં, વર્તમાન આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનની અંદર "વિભાજન" દુનિયાના જુદા જુદા દેશોમાં હવે **એકસરખી** રીતે જ આગળ વધી રહ્યું છે, અને એ હકીકત, ત્રીસ કે ચાળીસ વર્ષ પહેલાં જ્યારે જુદા જુદા દેશોનાં જાતજાતનાં વહેણો એક જ આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનની અંદર એકબીજાની વિરુદ્ધ સંઘર્ષમાં ડૂબેલાં રહેતાં હતાં એ સ્થિતિની સરખામણીમાં, પારાવાર પ્રગતિ પુરવાર કરે છે. અને, જેણે લેટિન દેશોમાં "ક્રાંતિકારી સિન્ડિકેટવાદ"નું[81] રૂપ ધારણ કર્યું છે તે "ઉદ્દામપંથી સુધારણાવાદ" પણ પોતાને માર્ક્સવાદના ઘાટમાં ઢાળી રહ્યો છે, તેમાં "સુધારણાઓ" કરી રહ્યો છે: ઈટલીમાં લાબ્રિઓલા અને ફ્રાંસમાં લાગાર્દેલ વારંવાર, ખોટી રીતે સમજવામાં આવેલા માર્ક્સ તરફથી સાચી રીતે સમજવામાં આવેલા માર્ક્સને, અપીલ કરતા હોય છે.

તકવાદી સુધારણાવાદ જેટલા વિકાસથી તો હજુ ખૂબ વેગળા **એ** સુધારણાવાદના વૈચારિક અંતરાર્થનું પૃથક્કરણ અહીંયાં કરવાનું અમારે માટે શક્ય નથી: તે હજુ સુધી આંતરરાષ્ટ્રીય બન્યો નથી, કે એક પણ દેશમાં સમાજવાદી પાર્ટી સાથેની એક પણ મોટી વાસ્તવિક લડાઈની કસોટીમાંથી પાર ઊતર્યો નથી. એટલે અમે એ "મવાળપંથી સુધારણાવાદ" પૂરતા જ મર્યાદિત રહીશું કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

મૂડીવાદી સમાજમાં તેની અનિવાર્યતા શેમાં રહેલી છે? રાષ્ટ્રીય લાક્ષણિકતાઓના, અને મૂડીવાદના વિકાસની કક્ષાઓના, તફાવતો કરતાં તે વધારે ગંભીર કેમ છે? કેમ કે પ્રત્યેક મૂડીવાદી દેશમાં સર્વહારા વર્ગની જોડાજોડ નિમ્ન-મૂડીદાર વર્ગના, નાના માલિકોના, બહોળા સ્તરો હોય છે. મૂડીવાદ નાના પાયાના ઉત્પાદનમાંથી પેદા થયો છે અને સતત પેદા થતો રહે છે. અનેક નવા "મધ્યમ સ્તરો"ને મૂડીવાદ અનિવાર્ય રીતે ફરીફરીને અસ્તિત્વમાં આણે છે (કારખાના સાથે સંકળાયેલા સહાયક ઉદ્યમો, ઘરમાં બેસીને કામ,

સાઈકલ અને મોટર ઉદ્યોગો જેવા મોટા ઉદ્યોગોની જરૂરિયાતોને પૂરી કરવા માટે આખા દેશમાં છવાયેલાં નાનાં કારખાનાં, ઇત્યાદિ). આ નવા નાના ઉત્પાદકો એટલી જ અનિવાર્ય રીતે પાછા સર્વહારા વર્ગની હરોળોમાં ફેંકાઈ જાય છે. તદ્દન સ્વાભાવિક છે કે નિમ્ન-મૂડીવાદી વિશ્વ દૃષ્ટિકોણ કામદારોની વ્યાપક પાર્ટીઓના સભ્યોમાં ફરીફરીને ઊભો થાય. એમ બને એ તદ્દન સ્વાભાવિક છે, અને છેક ત્યાં સુધી હંમેશાં બનતું જ રહેશે કે જ્યાં સુધી સર્વહારા ક્રાંતિના રૂપમાં નસીબનાં પરિવર્તનો નહિ થાય. એવી ક્રાંતિ આણવા માટે વસતિના મોટા ભાગનું "સંપૂર્ણ" સર્વહારાકરણ આવશ્યક હોવાની માન્યતા ગંભીર ભૂલ ગણાશે. જેનો હાલ તો આપણે ફક્ત વિચારધારાના ક્ષેત્રમાં જ વારંવાર અનુભવ કરીએ છીએ, અર્થાત્ માર્ક્સના સિદ્ધાંતોમાં સૈદ્ધાંતિક સુધારણાઓ વિશેના વાદવિવાદોમાં જ અનુભવ કરીએ છીએ, જે હાલ અમલમાં તો કામદાર આંદોલનની ફક્ત અલગ અલગ ગૌણ સમસ્યાઓની બાબતમાં જ સુધારણાવાદીઓ સાથેના કાર્યનીતિ સંબંધી મતભેદો રૂપે અને તેના આધારે પડતી ફૂટ રૂપે દેખા દે છે, તેનો અતુલનીય અધિક મોટા પાયા ઉપર અનુભવ કામદાર વર્ગને ત્યારે જ થવાનો કે જ્યારે સર્વહારા ક્રાંતિ બધી વિવાદયુક્ત સમસ્યાઓને તીવ્ર બનાવશે, લોકસમુદાયોના વર્તનને નિર્ધારિત કરવામાં અત્યંત તાકીદનું મહત્ત્વ ધરાવતા મુદ્દાઓ ઉપર બધા મતભેદોને કેંદ્રિત કરશે, અને લડાઈના જોશની હાલતમાં મિત્રોથી દુશ્મનોને નોખા તારવવાનું તથા દુશ્મનની ઉપર નિર્ણાયક ઘા ઝીંકવા માટે બૂરા સાથીદારોને ફગાવી દેવાનું જરૂરી બનાવશે.

ઓગણીસમી સદીના અંતમાં ક્રાંતિકારી માર્ક્સવાદે સુધારણાવાદની વિરુદ્ધ ચલાવેલો વૈચારિક સંઘર્ષ તો સર્વહારા વર્ગની મહાન ક્રાંતિકારી લડાઈઓનું ફક્ત પૂર્વલક્ષણ જ છે, નિમ્ન-મૂડીવાદી વર્ગની બધી દુવિધાઓ અને નબળાઈઓ છતાં સર્વહારા વર્ગ પોતાના ધ્યેયના સંપૂર્ણ વિજય તરફ આગેકૂચ કરી રહ્યો છે.

૧૯૦૮ના માર્ચ માસના છેલ્લા દિવસોથી ૩(૧૬) એપ્રિલ સુધી લિખિત

સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧૭, પૃ. ૧૫–૨૬.

## ટિપ્પણીઓ

[1] ગ્રાનાત સર્વજ્ઞાનીય શબ્દકોશ માટે ૧૯૧૪માં લેનિને લખેલા આ લેખના અંતમાં માર્ક્સવાદ વિશેનાં અને માર્ક્સવાદનાં પુસ્તકોની એક યાદી આપવામાં આવી હતી. એ યાદી આ પુસ્તકમાં પ્રકાશિત કરવામાં આવી નથી.—પૃ. ૬

[2] આ નિર્દેશ માર્ક્સના 'મોઝેલ સંવાદદાતાના અહેવાલની સાબિતી' નામના લેખ પ્રત્યે છે.—પૃ. ૬

[3] અહીંયાં લેનિનનો નિર્દેશ માર્ક્સની કૃતિ 'ન્યાયના હેગેલવાદી તત્ત્વજ્ઞાનની મીમાંસા'ની પ્રસ્તાવના પ્રત્યે છે.—પૃ. ૭

[4] **પ્રુધોંપંથ**—નિમ્ન-મૂડીવાદી સમાજવાદનું એક માર્ક્સવાદ-વિરોધી વહેણ. તેનું નામ તેના સિદ્ધાંતકાર ફ્રેંચ અરાજકતાવાદી પિયેર જોસેફ પ્રુધોં ઉપરથી પડયું હતું. પ્રુધોંએ મોટી મૂડીવાદી મિલકતની ટીકા નિમ્ન-મૂડીવાદી ધોરણના આધારે કરી હતી અને નિમ્ન-મૂડીવાદી માલિકીને સદા ચાલુ રાખવાનું સ્વપ્ન સેવ્યું હતું. પ્રુધોં સર્વહારા વર્ગની ભૂમિકા તથા મહત્ત્વને નહોતો સમજતો અને વર્ગસંઘર્ષ, સર્વહારા વર્ગીય ક્રાંતિ, તથા સર્વહારા વર્ગની સરમુખત્યારી તરફ નકારાત્મક વલણ ધરાવતો હતો. તે અરાજકતાવાદી તરીકે રાજ્યની આવશ્યકતાને નકારતો હતો. પ્રથમ ઈન્ટરનૅશનલમાં પોતાના વિચારો લાદી દેવાના પ્રુધોંના પ્રયાસો સામે માર્ક્સ અને એંગેલ્સે ખાંતીલો સંઘર્ષ ચલાવ્યો હતો. 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા' નામે માર્ક્સની કૃતિમાં પ્રુધોંપંથની વેધક ટીકા કરવામાં આવી છે. માર્ક્સ અને એંગેલ્સ તથા તેમના સમર્થકોના મક્કમ સંઘર્ષના પરિણામે પ્રથમ ઈન્ટરનૅશનલમાં પ્રુધોંપંથ ઉપર માર્ક્સવાદનો સંપૂર્ણ વિજય થયો.—પૃ. ૭

[5] ૧૮૪૮ના ફેબ્રુઆરીની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ.—પૃ. ૭

[6] ૧૮૪૮ના માર્ચમાં શરૂ થયેલ જર્મની તથા ઑસ્ટ્રિયાની મૂડીવાદી ક્રાંતિ.—પૃ. ૭

[7] ૧૮૪૮ની ક્રાંતિના પરિણામે સ્થપાયેલી બંધારણીય વ્યવસ્થાનો ભંગ કરવાની વિરુદ્ધ પ્રજાસત્તાકના પ્રમુખ દ્વારા અને વિધાન-સભાની બહુમતી દ્વારા નિમ્ન-મૂડીવાદી ('ગોરા') પક્ષે પેરિસમાં યોજેલું પ્રજાકીય નિદર્શન. નિદર્શકોને સરકાર દ્વારા વિખેરી નાખવામાં આવેલા. — પૃ. ૮

[8] અહીં લેનિનનો નિર્દેશ ૧૯૧૩ના સપ્ટેંબર માસમાં જર્મનીમાં માર્ક્સ અને એંગેલ્સના પત્રોના પ્રકાશન પ્રત્યે છે. — પૃ. ૮

[9] ફોગ્ટની 'આલ્ગેમાઇને ત્સાઇતુંગની વિરુદ્ધ મારું બયાન' નામની નાલેશીભરી ચોપડીના જવાબમાં માર્ક્સે લખેલી 'મિસ્ટર ફોગ્ટ' નામની પુસ્તિકા. — પૃ. ૮

[10] 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના ઉદ્‌ઘાટન પ્રસંગનું સંબોધન'. — પૃ. ૮

[11] **પેરિસ કોમ્યુન** — પેરિસમાં સર્વહારા ક્રાંતિ દરમિયાન કામદાર વર્ગ દ્વારા સ્થાપવામાં આવેલી ક્રાંતિકારી સરકાર અને સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાનો પ્રથમ પ્રયાસ. કોમ્યુન ૭૨ દિવસ સુધી કાયમ રહ્યું (૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખથી મેની ૨૮મી તારીખ સુધી). — પૃ. ૯

[12] **બાકૂનિનપંથીઓ** — રૂસી ક્રાંતિકારી અને અરાજકતાવાદના સિદ્ધાંતકાર બાકૂનિનના અનુયાયીઓ. — પૃ. ૯

[13] ફ્રેડરિક એંગેલ્સ, 'ડ્યૂહરિંગ ખંડન', પ્રસ્તાવના. — પૃ. ૧૧

[14] ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', પ્રકરણ ૨. — પૃ. ૧૨

[15] ફ્રેડરિક એંગેલ્સ, 'ડ્યૂહરિંગ ખંડન'. — પૃ. ૧૩

[16] ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', પ્રકરણ ૧, ૪. — પૃ. ૧૪

[17] ફ્રેડરિક એંગેલ્સ, 'ડ્યૂહરિંગ ખંડન', પ્રકરણ ૧. — પૃ. ૧૪

[18] ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', પ્રકરણ ૧. — પૃ. ૧૫

[19] **પુનરુત્થાન** — ૧૭૯૨માં ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિએ ઉથલાવી પાડેલા બૂર્બોં વંશની સત્તા ફરી સ્થપાઈ એ વખતનો ફ્રાંસના ૧૮૧૪થી ૧૮૩૦ સુધીના વર્ષોનો ઈતિહાસનો ગાળો. — પૃ. ૧૯

[20] કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું', પ્રકરણ ૧.—પૃ. ૨૦

[21] કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—પૃ. ૨૧

[22] કાર્લ માર્ક્સ, 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો', પ્રકરણ ૧.—પૃ. ૨૧

[23] કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—પૃ. ૨૩

[24] **સીમાન્ત ઉપયોગિતાનો સિદ્ધાંત** કહેવાતી ઑસ્ટ્રિયન શૈલિએ, ગત સદીના અંતમાં, શ્રમના મૂલ્યના માર્ક્સવાદી સિદ્ધાંતના વિરોધમાં આગળ ધરેલો. ઑસ્ટ્રિયન શૈલિ વિવિધ પ્રકારના વિકૃત રાજકીય અર્થશાસ્ત્રનો પ્રચાર કરતી, પરંતુ એ અર્થશાસ્ત્રના બીજા પ્રતિનિધિઓથી વિપરીત, પણ્યનું મૂલ્ય તે ફક્ત પણ્યની ઉપયોગિતાને જ આધારે નિર્ધારિત નહોતી કરતી પરંતુ ઓછામાં ઓછું દબાણ ધરાવતી જરૂરિયાતને સંતોષતા જથ્થાના અંતિમ (સીમાન્ત) એકમની ઉપયોગિતાના આધારે પણ નિર્ધારિત કરતી. ઑસ્ટ્રિયન શૈલિનાં બીજાં બધાં આર્થિક અને તત્ત્વજ્ઞાનીય મૂળ-સૂત્રોની જેમ જ "સીમાન્ત ઉપયોગિતાના સિદ્ધાંતનું" લક્ષ્ય પણ મૂડીવાદી શોષણની સાચી પ્રકૃતિ પ્રત્યે આંખમિચામણ કરવાના સાધન તરીકે કરવામાં આવતું.—પૃ. ૨૭

[25] કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૩.—પૃ. ૩૨

[26] ફ્રેડરિક એંગેલ્સ, 'ડ્યૂહરિંગ ખંડન'.—પૃ. ૩૫

[27] માર્ક્સે એંગેલ્સને લખેલો ૧૮૬૩ના એપ્રિલની ૯મી તારીખનો પત્ર.—પૃ. ૩૬

[28] કાર્લ માર્ક્સ, 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા'.—પૃ. ૩૭

[29] એંગેલ્સે માર્ક્સને લખેલો ૧૮૫૧ના ફેબ્રુઆરીની ૫મી તારીખનો પત્ર.—પૃ. ૩૭

[30] એંગેલ્સે માર્ક્સને લખેલો ૧૮૫૭ના ડિસેંબરની ૧૭મી તારીખનો પત્ર.—પૃ. ૩૭

[31] એંગેલ્સે માર્ક્સને લખેલો ૧૮૫૮ના ઑક્ટોબરની ૭મી તારીખનો પત્ર.—પૃ. ૩૮

[32] એંગેલ્સે માર્ક્સને લખેલો ૧૮૬૩ના એપ્રિલની ૮મી તારીખનો પત્ર.—પૃ. ૩૮

[33] માર્ક્સે એંગેલ્સને લખેલો ૧૮૬૩ના એપ્રિલની ૯મી તારીખનો પત્ર.—પૃ. ૩૮

[34] **ચાર્ટિઝમ**—કામદાર વર્ગની પ્રથમ વ્યાપક ચળવળ; તેનો ઉદ્‌ગમ ઓગણીસમી સદીના ચોથા અને પાંચમા દાયકાઓમાં બ્રિટનમાં થયો હતો. તેમાં ભાગ

લેનારાઓએ એક લોકાધિકારપત્ર (ચળવળનું નામ પણ એ ઉપરથી જ પડયું હતું) પ્રકાશિત કર્યો, અને તેમાં રજૂ કરવામાં આવેલી રાજકીય માગણીઓ— સાર્વત્રિક મતાધિકાર, ઇત્યાદિ—માટે તેઓ લડયા. લાખો કામદારો તથા હાથકારીગરોને આવરી લેતી સભાઓ તથા નિદર્શનો આખા દેશમાં ઘણાં વરસો સુધી થતાં રહ્યાં.

ચળવળને દબાવી દેવામાં આવી, પરંતુ ચાર્ટિઝમે કામદાર વર્ગની આંતરરાષ્ટ્રીય ચળવળના વિકાસ ઉપર ભારે પ્રભાવ પાડયો.—પૃ. ૩૮

[35] માર્ક્સે એંગેલ્સને લખેલો ૧૮૬૬ના એપ્રિલની ૨જી તારીખનો પત્ર.—પૃ. ૩૮

[36] એંગેલ્સે માર્ક્સને લખેલો ૧૮૬૯ના નવેંબરની ૧૯મી તારીખનો પત્ર.—પૃ. ૩૮

[37] એંગેલ્સે માર્ક્સને લખેલો ૧૮૮૧ના ઑગસ્ટની ૧૧મી તારીખનો પત્ર.—પૃ. ૩૮

[38] ૧૮૧૫થી ઑસ્ટ્રિયા, પ્રશિયા અને રશિયાના સંયુક્ત કબજા હેઠળના ક્રેકોવ પ્રજાસત્તાકમાં રાષ્ટ્રીય સ્વતંત્રતાનો લોકશાહીવાદી બળવો. બળવાખોરાએ રાષ્ટ્રીય સરકાર સ્થાપી અને એક જાહેરનામા દ્વારા સામંતશાહી વેઠને નાબૂદ કરી નાખી તથા જમીનને પાછી ન લઈ શકાય એવા અધિકાર સાથે કિસાનોને હવાલે કરી દેવાનું વચન આપ્યું. પોતાનાં બીજાં જાહેરનામાંઓ દ્વારા એ સરકારે પગારના વૃદ્ધિગત દરો ધરાવતાં કારખાનાં સ્થાપવાની અને બધા નાગરિકોની સમાનતા દાખલ કરવાની જાહેરાતો કરી. ત્યાર પછી થોડા સમયમાં જ બળવાને દબાવી દેવામાં આવ્યો.—પૃ. ૩૮

[39] કાર્લ માર્ક્સ, 'મૂડીદાર વર્ગ અને પ્રતિક્રાંતિ', પ્રકરણ ૨.—પૃ. ૩૯

[40] માર્ક્સે એંગેલ્સને લખેલો ૧૮૫૬ના એપ્રિલની ૧૬મી તારીખનો પત્ર.—પૃ. ૩૯

[41] એંગેલ્સે માર્ક્સને લખેલો ૧૮૬૫ના જાન્યુઆરીની ૨૭મી તારીખનો પત્ર.—પૃ. ૩૯

[42] એંગેલ્સે માર્ક્સને લખેલો ૧૮૬૫ના ફેબ્રુઆરીની ૫મી તારીખનો પત્ર.—પૃ. ૩૯

[43] જુંકર—પ્રશિયન ઉમરાવ વર્ગનો જમીનમાલિક.—પૃ. ૪૦

[44] ૧૮૬૩ના જૂનની અગિયારમી અને નવેંબરની ૨૪મી, ૧૮૬૪ના સપ્ટેંબરની ચોથી, ૧૮૬૫ના જાન્યુઆરીની ૨૭મી, ૧૮૬૭ના ઑક્ટોબરની ૨૨મી, અને ૧૮૬૭ના ડિસેંબરની છઠ્ઠી તારીખના એંગેલ્સે માર્ક્સને લખેલા પત્રો; અને ૧૮૬૩ના જૂનની ૧૨મી, ૧૮૬૪ના ડિસેંબરની ૧૦મી, ૧૮૬૫ના

ફેબ્રુઆરીની ત્રીજી, અને ૧૮૬૭ના ડિસેંબરની ૧૭મી તારીખના માર્ક્સે એંગેલ્સને લખેલા પત્રો.—પૃ.૪૦

45 માર્ક્સે કુગેલ્માનને લખેલો ૧૮૭૧ના એપ્રિલની ૧૨મી તારીખનો પત્ર.—પૃ.૪૦

46 **સમાજવાદ-વિરોધી અસાધારણ કાનૂનની** રચના બિસ્માર્ક સરકારે કામદાર વર્ગના અને સમાજવાદી આંદોલનનો સામનો કરવા માટે ૧૮૭૮માં કરી હતી. એ કાનૂને બધી જ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની તથા કામદાર વર્ગની સંસ્થાઓને તેમ જ કામદાર વર્ગનાં અખબારોને ગેરકાયદેસર જાહેર કરી દીધાં; સમાજવાદી સાહિત્ય જપ્ત કરી લેવામાં આવ્યું, અને સામાજિક-લોકશાહીવાદીઓને દમનનો ભોગ બનાવવામાં આવ્યા તથા દેશપાર કરી દેવામાં આવ્યા. વધતા જતા કામદાર વર્ગીય આંદોલનના દબાણના પરિણામે એ કાનૂનને ૧૮૯૦માં રદ કરવામાં આવ્યો.—પૃ.૪૦

47 ૧૮૭૭ના જુલાઈની ૨૩મી, ૧૮૭૭ના ઑગસ્ટની પહેલી, અને ૧૮૭૯ના સપ્ટેંબરની ૧૦મી તારીખના માર્ક્સે એંગેલ્સને લખેલા પત્રો; અને ૧૮૭૯ના ઑગસ્ટની ૨૦મી તથા ૧૮૭૯ના સપ્ટેંબરની ૯મી તારીખના એંગેલ્સે માર્ક્સને લખેલા પત્રો.—પૃ.૪૦

48 આ પંક્તિઓ નિકોલાઈ નેક્રાસોવના 'દોબ્રોલ્યૂબોવની સ્મૃતિમાં' નામના કાવ્યની છે.—પૃ.૪૧

49 ફ્રેડરિક એંગેલ્સ, 'જર્મનીમાં કિસાન યુદ્ધ'ની પ્રાસ્તાવિક નોંધ.—પૃ.૪૩

50 જુઓ આ પ્રકાશનનું પૃષ્ઠ ૭—પૃ.૪૬

51 જુઓ આ પ્રકાશનનું પૃષ્ઠ ૭-૮—પૃ.૪૭

52 આ નિર્દેશ એંગેલ્સની 'ડ્યૂહરિંગ ખંડન' નામની કૃતિ પ્રત્યે છે.—પૃ.૪૭

53 'ડ્યૂહરિંગ ખંડન'નાં ત્રણ પ્રકરણોના આધારે રચવામાં આવેલી 'સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક' નામ ધરાવતી એંગેલ્સની કૃતિ રશિયન ભાષામાં ૧૮૯૨માં પ્રકાશિત થઈ હતી.—પૃ.૪૭

54 ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', પ્રકરણ ૨.—પૃ.૪૮

55 **સોત્સિઆલ-દેમોક્રાત** નામક અખબારના પહેલા બે અંકોમાં છપાયેલો એંગેલ્સનો 'રૂસી ઝારશાહીની વિદેશનીતિ' નામે લેખ.

'સોત્સિઆલ-દેમોક્રાત'—૧૮૯૦-૯૨ દરમિયાન લંડન અને જીનિવાથી પ્રકાશિત સાહિત્યિક અને રાજકીય અવલોકન સામયિક, રશિયામાં માર્ક્સવાદના પ્રસારમાં તેણે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. બધા મળીને ચાર અંક પ્રકાશિત થયેલા.—પૃ. ૪૮

56 ફ્રેડરિક એંગેલ્સનો લેખ 'ઘરનો સવાલ'.—પૃ. ૪૮

57 ૧૮૯૪માં જીનિવામાં પ્રકાશિત 'રશિયા વિશે ફ્રેડરિક એંગેલ્સના વિચારો' નામક પુસ્તકમાં છપાયેલો એંગેલ્સનો 'રશિયામાં સામાજિક સંબંધો' નામે લેખ અને તેનો ઉપસંહાર.—પૃ. ૪૮

58 માર્ક્સે ૧૮૬૨-૬૩માં લખેલી 'વધારાના મૂલ્યના સિદ્ધાંતો' નામની કૃતિને લેનિને એંગેલ્સના ખ્યાલ અનુસાર, 'મૂડી'ના ચોથા ગ્રંથ તરીકે ગણાવી છે. 'મૂડી'ના બીજા ગ્રંથની પ્રસ્તાવનામાં એંગેલ્સે લખ્યું છે: "બીજા અને ત્રીજા ગ્રંથમાં આવરી લેવામાં આવેલા સંખ્યાબંધ ફકરાઓને દૂર કરી લીધા પછી, આ હસ્તપ્રતના ટીકાત્મક ભાગને 'મૂડી'ના ચોથા ગ્રંથ તરીકે પ્રકાશિત કરવાનો મારો ઈરાદો છે." ૧૮૯૫માં તેમનું અવસાન થતાં, પુસ્તકને છાપવા માટે તૈયાર કરવાનું તેમનું કામ અપૂર્ણ રહી ગયું. એ કૃતિને પહેલી જ વાર ૧૯૦૫-૧૦ દરમિયાન કાઉત્સ્કીએ પ્રકાશિત કરી. પુસ્તકને પ્રકાશિત કરવામાં બુનિયાદી વૈજ્ઞાનિક સિદ્ધાંતોનો ભંગ કરીને કાઉત્સ્કીએ માર્ક્સવાદના અનેક વિચારોને વિકૃત કરી દીધા. મોસ્કોની માર્ક્સવાદ-લેનિનવાદ ઈન્સ્ટીટ્યુટે ૧૮૬૨-૬૩ની હસ્તપ્રત ઉપર આધારિત નવી આવૃત્તિ ૧૯૫૫-૬૧માં પ્રકાશિત કરી છે.—પૃ. ૪૮

59 બેકર ઉપરનો એંગેલ્સનો ૧૮૮૪ના ઑક્ટોબરની ૧૫મી તારીખનો પત્ર.—પૃ. ૪૯

60 માર્ક્સ રચિત આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સામાન્ય નિયમો અને, 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'ની ૧૮૯૦ની જર્મન ભાષાની આવૃત્તિ માટે એંગેલ્સ દ્વારા લિખિત પ્રસ્તાવના.—પૃ. ૫૦

61 'માર્ક્સવાદનાં ત્રણ ઉગમસ્થાનો અને ત્રણ ઘટકો'નામે લેખ લેનિને માર્ક્સની ૩૦મી વર્ષગાંઠ અવસરના પ્રસંગે લખ્યો હતો.—પૃ. ૫૧

62 ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', 'ડ્યૂહરિંગ ખંડન'. માર્ક્સ અને એંગેલ્સ 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું.'—પૃ. ૫૨

63 **રાજ્ય દૂમા**—ઝારશાહી રશિયાની પ્રતિનિધિ સંસ્થા, જેની સ્થાપના ૧૯૦૫-૦૭ની ક્રાંતિના પરિણામે ઝારને કરવી પડી. ઔપચારિક રીતે એ વિધાનાત્મક સંસ્થા હતી પણ તે સાચી સત્તા મુદ્દલ નહોતી ધરાવતી. દૂમા માટેની ચૂંટણીઓ પરોક્ષ તથા અસમાન હતી અને સાર્વત્રિક નહોતી.—પૃ. ૫૮

64 **વેખી**—પ્રતિક્રાંતિકારી ઉદારમતવાદી મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓનો નિબંધ સંગ્રહ. એ સંગ્રહ મોસ્કોમાં ૧૯૦૯ની વસંત ઋતુમાં પ્રકાશિત થયો હતો. પોતાના નિબંધોમાં લેખકોએ, રશિયન પ્રજાના ક્રાંતિકારી-લોકશાહીવાદી પરંપરાઓને બદનામ કરવાના પ્રયત્નો કર્યા, ૧૯૦૫ની ક્રાંતિકારી ચળવળને ગાળો ભાંડી, અને "જનતાના પ્રકોપ"થી મૂડીદાર વર્ગને "પોતાની સંગીનો તથા જેલો વડે" બચાવી લેવા માટે ઝારશાહી સરકારનો અહેસાન માન્યો.—પૃ. ૫૯

65 **બહિષ્કારવાદ**—૧૯૦૫-૦૭ની ક્રાંતિના પરાજય પછી બોલ્શેવિકોની અંદર અસ્તિત્વમાં આવેલું તકવાદી વહેણ. બહિષ્કારવાદીઓ માનતા હતા કે પ્રત્યાઘાતના ગાળાના સંજોગોમાં પાર્ટીએ માત્ર ભોમભીતર પ્રવૃત્તિ ચલાવવી જોઈએ. તેમણે દૂમામાંથી સામાજિક-લોકશાહીવાદી સભ્યોને પાછા બોલાવી લેવાની માંગ ઉઠાવી અને ટ્રેડ યુનિયનો તેમ જ બીજાં કાનૂની તથા અર્ધ-કાનૂની કામદાર સંગઠનોમાં ભાગ લેવાનો ઇનકાર કર્યો. બહિષ્કારવાદીઓની નીતિના અમલથી પાર્ટી લોકસમુદાયોથી અળગી પડી ગઈ હોત અને સંકુચિત સંપ્રદાયમાં પલટાઈ ગઈ હોત. તેમની પ્રવૃત્તિઓને લીધે પાર્ટીને ભારે હાનિ પહોંચી.—પૃ. ૬૧

66 'કાર્લ માર્ક્સની સિદ્ધાંતનું ઐતિહાસિક ભવિતવ્ય' નામે લેખ લેનિને માર્ક્સની ૩૦મી વર્ષગાંઠના પ્રસંગે લખ્યો હતો.—પૃ. ૬૩

67 **નરોદવાદી**—નરોદવાદનો અનુયાયી. એ નિમ્ન-મૂડીવાદી વિચાર-પ્રવાહ રશિયામાં ઓગણીસમી સદીના આઠમા દાયકામાં અસ્તિત્વમાં આવ્યો હતો. નરોદવાદીઓ માનતા હતા કે રશિયામાં મૂડીવાદ તો એક "આકસ્મિક" ઘટના છે, અને એવી માન્યતા અનુસાર તેઓ ક્રાંતિકારી આંદોલનમાં કામદાર વર્ગની

આગેવાનીની ભૂમિકાનો ઇનકાર કરતા હતા. તેઓ કિસાનપ્રજાને મુખ્ય ક્રાંતિકારી પરિબળ ગણતા અને ગ્રામ-કોમ્યુનને સમાજવાદના વિકાસનો આધાર ગણતા, પરંતુ તેમના સમાજવાદને વૈજ્ઞાનિક સમાજવાદની જોડે કશો જ સંબંધ નહોતો કેમ કે તે સામાજિક વિકાસના વસ્તુગત નિયમોની અવગણના કરતો હતો.

નરોદવાદીઓ કિસાનોને ઝારશાહી સામે વિદ્રોહ માટે તૈયાર કરવા ગામોમાં, "જનતા"માં ગયા, પરંતુ ત્યાં તેમને કશો ટેકો ન મળ્યો.

વીસમી સદીના આરંભમાં સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા બીજી નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓએ નરોદવાદના વિચારો અપનાવી લીધા.—પૃ. ૬૩

68 જુઓ ટિપ્પણી નંબર ૪.—પૃ. ૭૭

69 જુઓ ટિપ્પણી નંબર ૧૨.—પૃ. ૭૮

70 **બર્નસ્ટાઇનવાદ**—જર્મન અને આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદમાં એક માર્ક્સવાદવિરોધી પ્રવૃત્તિ. એ પ્રવૃત્તિ ઓગણીસમી સદીના અંતમાં અસ્તિત્વમાં આવી હતી અને તેનું નામ જર્મન સામાજિક-લોકશાહીવાદી એડુઅર્ડ બર્નસ્ટાઇન જોડે સંબદ્ધ હતું. ૧૮૯૬—૧૮૯૮ દરમિયાન બર્નસ્ટાઇને જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના સૈદ્ધાંતિક અખબાર 'નોયે ત્સાઇત'માં 'સમાજવાદની સમસ્યાઓ' નામે એક લેખમાળા લખી. એ લેખમાળામાં એણે સ્વતંત્ર આલોચનાનું સૂત્ર પોકારીને માર્ક્સવાદના દાર્શનિક, આર્થિક, અને રાજનૈતિક આધારોમાં સુધારણા કરવાનો પ્રયત્ન કર્યો, અને એ આધારોના સ્થાને એણે આંતરવિરોધોના સુમેળના તથા વર્ગોના સહયોગના સિદ્ધાંતો રજૂ કર્યા. એણે કામદાર વર્ગની વધતી જતી ગરીબી, વર્ગોનાં તીવ્ર બનતા જતા આંતરવિરોધો, કટોકટીઓ, મૂડીવાદનું અનિવાર્ય પતન, સમાજવાદી ક્રાંતિ, અને સર્વહારા વર્ગની અગ્રેસરતાના માર્ક્સના સિદ્ધાંતોની ઉપર પ્રહારો કર્યા, અને સામાજિક સુધારાવાદનો કાર્યક્રમ પેશ કર્યો. એ કાર્યક્રમ "આંદોલન એટલે બધું જ અંતિમ લક્ષ્ય એટલે કંઈ જ નહિ" એ સૂત્રમાં વ્યક્ત થયો હતો. પૃ.—૬૯

71 અહીંયાં નિર્દેશ સમાજવાદી-ક્રાંતિકારીઓની પ્રત્યે છે.

**સમાજવાદી-ક્રાંતિકારીઓ**—વિવિધ નરોદવાદી જૂથો અને વર્તુળો એક થઈ જવાના પરિણામે ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં સ્થપાયેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. સમાજવાદી-ક્રાંતિકારીઓ સર્વહારા

અને નાના માલિક વચ્ચેનો તફાવત પારખી ન શક્યા. તેમણે કિસાનપ્રજાની અંદરના વર્ગીય તફાવતો તથા વિરોધોની અવગણના કરી અને ક્રાંતિમાં સર્વહારા વર્ગની આગેવાનીની ભૂમિકાને નકારી કાઢી. તેમના દૃષ્ટિકોણમાં નરોદવાદ અને સુધારણાવાદના વિચારોના સારનો ખીચડો હતો. સમાજવાદી-ક્રાંતિકારીઓએ આપખુદશાહીના સંઘર્ષની બુનિયાદી રીત તરીકે અપનાવેલી વ્યક્તિગત ત્રાસની કાર્યનીતિથી ક્રાંતિકારી આંદોલનને ભારે નુકસાન થયું અને લોકસમુદાયોને ક્રાંતિકારી સંઘર્ષ માટે સંગઠિત કરવાનું મુશ્કેલ બની ગયું.

સમાજવાદી-ક્રાંતિકારીઓએ અપનાવેલા જમીન સંબંધી કાર્યક્રમમાં ખાનગી જમીનદારીને નાબૂદ કરી નાખવાની અને "શ્રમ સિદ્ધાંત", "એકસરખા" ખેડહક, તથા સહકારી સંસ્થાઓના વિકાસના આધારે જમીન ગ્રામ સમાજોને સુપરત કરી દેવાની જોગવાઈ હતી. સમાજવાદી-ક્રાંતિકારીઓએ એ કાર્યક્રમને "જમીનના સમાજીકરણ"નો કાર્યક્રમ ગણાવ્યો હતો. લેનિને તેનું પૃથક્કરણ કરીને બતાવી આપ્યું કે પણ્ય ઉત્પાદન તથા સહિયારી માલિકીની જમીનમાં ખાનગી ખેતીને જાળવી રાખવામાં આવે તો મૂડીના શાસનને ખતમ ન કરી શકાય અને મહેનતકશ કિસાનપ્રજાને શોષણ તથા પાયમાલીથી ઉગારી ન શકાય.—પૃ. ૬૯

72 **નવકાંટવાદીઓ**—ઓગણીસમી સદીના મધ્યકાળમાં જર્મન મૂડીવાદી ફિલસૂફીનાં પ્રત્યાઘાતી વહેણના પ્રતિનિધિઓ હતા. તેમણે કાંટની ફિલસૂફીમાંથી અત્યંત પ્રત્યાઘાતી આદર્શવાદી તત્ત્વોને પ્રાધાન્ય આપ્યું અને તેમાંનાં ભૌતિકવાદનાં તત્ત્વોનો અસ્વીકાર કર્યો. "પાછા કાંટ તરફ ચાલો"નું સૂત્ર આગળ ધરીને, નવકાંટવાદીઓએ કાંટના આદર્શવાદને નવજીવન આપ્યું અને તેઓ દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદની વિરુદ્ધ લડ્યા.

જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાં નવકાંટવાદીઓએ (બર્નસ્ટાઇન, શ્મીદ્ત, તથા અન્ય) માર્ક્સના તત્ત્વજ્ઞાનમાં, આર્થિક સિદ્ધાંતમાં, અને વર્ગસંઘર્ષ તેમ જ સર્વહારા વર્ગની સરમુખત્યારીના સિદ્ધાંતોમાં સુધારણા કરી.—પૃ. ૬૯

73 લેનિનની 'ભૌતિકવાદ અને આનુભવિક મીમાંસા' નામક કૃતિએ માર્ક્સવાદની માખપંથી સુધારણાનો સામનો કરવામાં નિર્ણાયક ભૂમિકા ભજવી હતી. તેણે પાર્ટી સભ્યોના સમુદાયમાં માર્ક્સવાદના દાર્શનિક વિચારોનો બહોળો પ્રસાર

શક્ય બનાવ્યો, અને પાર્ટીના કાર્યકરો તથા પ્રગતિશીલ કામદારોને દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદની ઉસ્તાદી હાંસલ કરવામાં મદદ કરી.— પૃ. ૭૦

[74] **કૅડેટો** — બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સભ્યો, રશિયાની ઉદારમતવાદી-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની મુખ્ય પાર્ટીના સભ્યો. તેની સ્થાપના ૧૯૦૫ના ઑક્ટોબર માસમાં થઈ હતી અને તે મૂડીદાર વર્ગના, જમીનમાલિકોના, અને મૂડીવાદી બુદ્ધિજીવીઓના પ્રતિનિધિઓની બનેલી હતી.— પૃ. ૭૮

[75] **મિલેરાંવાદ** — ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીના આરંભમાં પશ્ચિમ યુરોપની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની અંદરની એક તકવાદી પ્રવૃત્તિ. એ પ્રવૃત્તિ ફ્રાંસના સમાજવાદી-સુધારાવાદી મિલેરાંના નામે પ્રસિદ્ધિ પામી. ૧૮૯૯માં ફ્રાંસની પ્રત્યાઘાતી મૂડીવાદી સરકારમાં મિલેરાં સામેલ થઈ ગયો અને એ સરકારની લોકવિરોધી નીતિનું એણે સમર્થન કર્યું. લેનિને મિલેરાંવાદને સુધારાવાદ તથા ગદ્દારી તરીકે ગણાવ્યો અને સાબિત કરી આપ્યું કે સામાજિક-સુધારાવાદીઓ મૂડીવાદી સરકારના સભ્યો બનીને હંમેશાં પૂતળાંની જ ભૂમિકા ભજવે છે, હકીકતોને ઢાંકી દેવામાં મૂડીવાદીઓના કામમાં આવે છે, અને સામાન્ય જનતા જોડે દગાખોરી કરવામાં સરકારના હાથનાં સાધન બની જાય છે.— પૃ. ૭૫

[76] જુઓ ટિપ્પણી નંબર ૭૦.— પૃ. ૮૪

[77] **ગેદપંથીઓ** — ઓગણીસમી સદીના અંતમાં તથા વીસમી સદીના આરંભમાં ફ્રાંસના સમાજવાદી આંદોલનમાંનું ક્રાંતિકારી માર્ક્સવાદી વહેણ. તેના આગેવાનો જૂલ ગેદ તથા પૉલ લાફાર્ગ હતા. તેમણે સર્વહારા વર્ગની ક્રાંતિકારી જાતિની હિમાયત કરી હતી અને ૧૯૦૧માં તેમણે ફ્રાંસની સમાજવાદી પાર્ટીની સ્થાપના કરી હતી.

**જોરેસવાદીઓ** — ફ્રાંસના સમાજવાદી જાં જોરેસના અનુયાયીઓ. જોરેસ ફ્રાંસના સમાજવાદી આંદોલનની મવાળપંથી સુધારાવાદી પાંખનો નેતા હતો. જોરેસવાદીઓએ ૧૯૦૨માં ફ્રેંચ સમાજવાદી પાર્ટીની સ્થાપના કરી. તેનું ધોરણ સુધારાવાદી હતું.

**બ્રૂસવાદીઓ** — (શક્યતાવાદીઓ) સર્વહારા વર્ગનું ધ્યાન સંઘર્ષની ક્રાંતિકારી રીતો

પરથી હઠાવી દેવાની કોશિશ કરનારું નિમ્ન-મૂડીવાદી સુધારાવાદી વહેણ. શક્યતાવાદીઓએ (બ્રૂસ, માલોન) કામદાર વર્ગની પ્રવૃત્તિઓને મૂડીવાદી સમાજમાં જે કંઈ "શક્ય" હોય એટલા પૂરતી જ સીમિત રાખવાની હિમાયત કરી હતી. એટલે પાર્ટીનું નામ 'શક્યતાવાદી' પાર્ટી પડી ગયું. શક્યતાવાદીઓએ ૧૯૦૨માં બીજાં સુધારાવાદી જૂથો જોડે મળીને ફ્રેંચ સમાજવાદી પાર્ટીની સ્થાપના કરી હતી. — પૃ. ૭૫

[78] અહીં ૧૮૮૪માં સ્થાપાયેલ બ્રિટિશ **સામાજિક-લોકશાહીવાદી સંઘ** તરફ નિર્દેશ છે. સુધારાવાદીઓ અને અરાજકતાવાદીઓ ઉપરાંત ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓનું એક જૂથ પણ ઉપરોક્ત સંગઠનમાં સામેલ હતું. એ ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓ માર્ક્સવાદના અનુયાયીઓ હતા અને તેમણે બ્રિટનના સમાજવાદી આંદોલનમાં ઉદ્દામ પક્ષ કાયમ કર્યો હતો. ૧૯૦૭માં સામાજિક-લોકશાહીવાદી સંઘ સામાજિક-લોકશાહીવાદી પાર્ટી તરીકે ઓળખાવા લાગ્યો. સામાજિક-લોકશાહીવાદી પાર્ટીએ ૧૯૧૧માં સ્વતંત્ર કામદાર પાર્ટીનાં ઉદ્દામ તત્ત્વો જોડે મળી જઈને બ્રિટિશ સમાજવાદી પાર્ટી બનાવી. ૧૯૨૦માં બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપનામાં એ પાર્ટીના મોટા ભાગના સભ્યોએ મદદ કરી.

**સ્વતંત્ર કામદાર પાર્ટી** — એક સુધારાવાદી સંગઠન. તેનું આયોજન ૧૮૯૩માં બ્રિટનમાં "નવાં ટ્રેડ યુનિયનો"ના નેતાઓએ કર્યું હતું. બુદ્ધિજીવીઓ અને નિમ્ન-મૂડીવાદીઓના પ્રતિનિધિઓ પણ એમાં સામેલ થઈ ગયા.

સ્વતંત્ર કામદાર પાર્ટીએ આરંભથી જ મૂડીવાદી-સુધારાવાદી ધોરણ અપનાવ્યું હતું, સંઘર્ષનાં સંસદીય રૂપો ઉપર અને ઉદારમતવાદીઓ જોડે સંસદીય સોદાઓ ઉપર ધ્યાન કેંદ્રિત કર્યું હતું. લેનિને એ પાર્ટીનાં રૂપલક્ષણો નિરૂપિત કરતાં લખ્યું છે કે તે "વાસ્તવમાં હંમેશાં મૂડીદાર વર્ગ ઉપર આધાર રાખતી તકવાદી પાર્ટી" છે. — પૃ. ૭૫

[79] **અખંડતાવાદીઓ** — ઈટલીની સમાજવાદી પાર્ટીની અંદર એક પ્રવૃત્તિ. તેના અનુયાયીઓ નિમ્ન-મૂડીવાદી સમાજવાદના પ્રતિનિધિઓ હતા. પરંતુ વીસમી સદીના આરંભમાં તેમણે ઘોર તકવાદી વલણ ધરાવતા અને પ્રત્યાઘાતી મૂડીવાદીઓની સાથે સહયોગ કરતા સુધારાવાદીઓની વિરુદ્ધ અનેક સવાલો પર સંઘર્ષ લડયો હતો. — પૃ. ૭૫

[80] **બોલ્શેવિકો અને મેન્શેવિકો** — રશિયાન સામાજિક-લોકશાહીવાદીઓ. અંદર ર. સો. ડે. લે. પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય અંગોની ચૂંટણી દરમિયાન તકવાદીઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકોના નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા.

૧૯૦૫-૭ની ક્રાંતિ દરમિયાન મેન્શેવિકોએ ક્રાંતિમાં સર્વહારા વર્ગની આગેવાનીનો અને કામદાર વર્ગ તથા કિસાનપ્રજા વચ્ચેની એકસંપીનો વિરોધ કર્યો અને ઉદારમતવાદી મૂડીદાર વર્ગની જોડે સમજૂતી કરી લેવાની હિમાયત કરી.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોએ ઉઘાડી પ્રતિક્રાંતિકારી પાર્ટીનું રૂપ લઈ લીધું અને સોવિયેત સત્તાની વિરુદ્ધ લક્ષ્યાંકિત કાવતરાં તથા બળવાઓનું સંગઠન કર્યું તેમ જ તેમાં ભાગ લીધો. — પૃ. ૭૫

[81] **ક્રાંતિકારી સિન્ડિકેટવાદ** — ઓગણીસમી સદીના અંતમાં પશ્ચિમ યુરોપિયન મજૂર આંદોલનમાં નિમ્ન-મૂડીવાદી અર્ધ-અરાજકતાવાદી વહેણ.

સિન્ડિકેટવાદીઓ એવો મત ધરાવતા હતા કે સર્વહારા વર્ગને રાજકીય સંઘર્ષ જગાવવાની મુદ્દલ જરૂર નથી. ટ્રેડ યુનિયનો (સિન્ડિકેટો) કામદારોની સામાન્ય હડતાલ પાડીને, ક્રાંતિ વગર જ, મૂડીવાદને ઉથલાવી પાડી શકે તથા ઉત્પાદનને પોતાના કબજામાં લઈ શકે. — પૃ. ૭૫

## નામ નિર્દેશિકા

### એ

એડલર, વિક્ટર — Adler, Viktor (૧૮૫૨ – ૧૯૧૮) — ઑસ્ટ્રિયાની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો એક સંગઠક અને નેતા. ૧૮૮૦ અને ૧૮૮૫ દરમિયાન તેણે એંગેલ્સ જોડે સંપર્ક રાખ્યો હતો. એંગેલ્સના મૃત્યુ પછી તરત જ તકવાદી બની ગયો. — ૪૮

એપિક્યૂરસ — Epicurus (૩૪૧ – ૨૭૦ પૂર્વે) — ગ્રીક ભૌતિકવાદી ફિલસૂફ, નિરીશ્વરવાદી. — ૫

એંગેલ્સ, ફ્રેડરિક — Engels, Friedrich (૧૮૨૦ – ૧૮૯૫). — ૫-૮, ૧૧-૧૫, ૩૫-૩૭, ૩૯, ૪૧-૫૦, ૫૨, ૫૭, ૬૩, ૬૮, ૭૧, ૭૮-૮૪.

### ક

કાંટ, ઈમાનુએલ — Kant, Immanuel (૧૭૨૪ – ૧૮૦૪) — જર્મન ફિલસૂફ, જર્મન ક્લાસિકલ આદર્શવાદનો પ્રણેતા. કાંટનો સંજ્ઞાનનો સિદ્ધાંત આદર્શવાદ અને ભૌતિકવાદનાં તત્ત્વોનો સમુચ્ચય છે. — ૧૨, ૬૯, ૮૫.

કુગેલ્માન, લુડવિગ — Kugelmann, Ludwig (૧૮૩૦ – ૧૯૦૨) — જર્મન સામાજિક-લોકશાહીવાદી, કાર્લ માર્ક્સનો મિત્ર, જર્મનીની ૧૮૪૮-૪૯ની ક્રાંતિમાં તેણે ભાગ લીધેલો. ૧૮૬૨-૭૪ દરમિયાન જર્મનીની ઘટનાઓના સમાચાર આપતા પત્રો દ્વારા માર્ક્સની જોડે એણે સંપર્ક રાખેલો. — ૪૦, ૮૧.

### ગ

ગિઝો, ફ્રાંસુઆ — Guizot, François (૧૭૮૭ – ૧૮૭૪) — ફ્રેંચ ઈતિહાસકાર અને રાજકારણી, મોટા મૂડીદાર વર્ગનાં હિતોનો પ્રતિનિધિ. — ૧૯.

ગેદ, જૂલ — Guesde, Jules (૧૮૪૫ – ૧૯૨૨) — ફ્રેંચ સમાજવાદી આંદોલન અને બીજી ઈન્ટરનેશનલના નેતાઓમાંનો એક. — ૭૫, ૮૬.

## જ

**જોરેસ, જાં** — Jaurés, Jean (૧૮૫૯ — ૧૯૧૪) — ફ્રાંસના અને આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનનો એક મુખ્ય આગેવાન, પેરિસના 'લુમાનિતે' અખબારનો સંસ્થાપક અને મુખ્ય સંપાદક, ફ્રાંસની સમાજવાદી પાર્ટીની સુધારાવાદી મવાળ પાંખનો નેતા. લશ્કરવાદનો સક્રિય વિરોધી. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) શરૂ થતાં પહેલાં લશ્કરવાદીઓના ભાડૂતી મારાઓના હાથે ખૂન. — ૭૫, ૮૬.

## ઝ

**ઝાસૂલિચ, વેરા ઈવાનોવ્ના** (૧૮૪૮ — ૧૯૧૯) — રશિયામાં નરોદવાદી આંદોલનમાં અને આગળ જતાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સક્રિય સામેલગીર, ત્યાર પછી મેન્શેવિક. — ૪૮.

**ઝોર્ગે, ફ્રેડરિક** — Sorge, Friedrich (૧૮૨૮ — ૧૯૦૬) — જર્મન સમાજવાદી, અમેરિકન અને વિશ્વ સમાજવાદી કામદાર આંદોલનમાં સક્રિય સામેલગીર. માર્ક્સ અને એંગેલ્સનો મિત્ર અને સહયોગી. — ૪૦.

## ડ

**ડ્યૂહરિંગ, યૂજેન** — Dühring, Eugen (૧૮૩૩ — ૧૯૨૧) — જર્મન ફિલસૂફ અને અર્થશાસ્ત્રી. ડ્યૂહરિંગના દાર્શનિક વિચારો પ્રત્યક્ષવાદ, આધ્યાત્મિક ભૌતિકવાદ, અને આદર્શવાદનું સર્વગ્રાહી સંયોજન રજૂ કરે છે. — ૪૭, ૫૨ ૬૮, ૭૧.

## ત

**ત્યેરી, ઑગ્યુસ્તેન** — Thierry, Augustin (૧૭૯૫ — ૧૮૫૬) — પુનરુત્થાન કાળનો ફ્રેંચ ઈતિહાસકાર. તેણે ઈતિહાસના વિકાસમાં વર્ગસંઘર્ષની મોટી ભૂમિકાનો નિર્દેશ પોતાની કૃતિઓમાં કર્યો હતો. — ૧૯.

## થ

**થિયેર, એદોલ્ફ** — Thiers, Ádolphe (૧૭૯૭ — ૧૮૭૭) — ફ્રેંચ રાજકારણી અને ઈતિહાસકાર, ફ્રાંસમાં ગૃહયુદ્ધના સંગઠકો અને પેરિસ કોમ્યુનના હત્યારાઓમાંનો એક. — ૧૯.

## પ

**પ્રુધોં, પિયેર જોઝેફ** — Proudhon, Pierre Joseph (૧૮૦૯—૧૮૬૫) — ફ્રેંચ પત્રકાર, અર્થશાસ્ત્રી અને સમાજશાસ્ત્રી, નિમ્ન-મૂડીવાદનો સિદ્ધાંતકાર, અરાજકતાવાદના પ્રવર્તકોમાંનો એક. — ૭, ૯, ૭૭.

**પ્લેખાનોવ, ગેઓર્ગી વાલેન્તીનોવિચ** (૧૮૫૬ — ૧૯૧૮) — રશિયન અને વિશ્વ કામદાર આંદોલનનો સક્રિય કાર્યકર, રશિયામાં માર્ક્સવાદનો પ્રથમ પ્રચારક.

રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસ (૧૯૦૩) પછી પ્લેખાનોવે તકવાદ જોડે સમાધાન કરી લેવાનું ધોરણ અપનાવ્યું અને પછી તે મેન્શેવિકો સાથે ભળી ગયો. ઑક્ટોબર ક્રાંતિ પ્રત્યે એનું વલણ નકારાત્મક હતું ખરું, પરંતુ સોવિયેત સત્તાની વિરુદ્ધના સંઘર્ષમાં પ્લેખાનોવે ભાગ ન લીધો. — ૭૦.

## ફ

**ફ્રાયરબાખ, લુડવિગ** — Feuerbach, Ludwig (૧૮૦૪ — ૧૮૭૨) — જર્મન ભૌતિકવાદી ફિલસૂફ અને નિરીશ્વરવાદી. ફ્રાયરબાખનો ભૌતિકવાદ સીમિત અને નિષ્ક્રિય હોવા છતાં તેણે માર્ક્સવાદી ફિલસૂફીના સૈદ્ધાંતિક સ્રોતનું કામ બજાવ્યું. — ૫, ૧૦, ૧૧, ૧૨, ૫૨.

**ફોગ્ટ, કાર્લ** — Vogt, Karl (૧૮૧૭ — ૧૮૯૫) — જર્મન પ્રકૃતિ વિજ્ઞાની, વિકૃત ભૌતિકવાદી, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી. તેણે સર્વહારા ક્રાંતિકારીઓની વિરુદ્ધ જૂઠો પ્રચાર ચલાવ્યો હતો. — ૮, ૧૨, ૭૮.

## બ

**બર્કલી, જ્યોર્જ** — Berkeley, George (૧૬૮૫ — ૧૭૫૩) — બ્રિટિશ ફિલસૂફ અને આત્મલક્ષી આદર્શવાદી. તેનું તત્ત્વજ્ઞાન મૂડીવાદી તત્ત્વજ્ઞાનના કેટલાંક વહેણોનો એક સૈદ્ધાંતિક આધાર બની રહ્યું. — ૭૦.

**બર્નસ્ટાઈન, એડુઅર્ડ** — Bernstein, Eduard (૧૮૫૦ — ૧૯૩૨) — જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજી ઇન્ટરનેશનલની તકવાદી પાંખનો આગેવાન, સુધારણાવાદનો સિદ્ધાંતકાર. — ૬૮, ૮૪, ૮૫, ૭૪.

**બાઉએર, એડગાર** — Bauer, Edgar (૧૮૨૦—૧૮૮૬) — જર્મન

પત્રકાર, યુવાન હેગેલવાદી, બ્રુનો બાઉએરનો ભાઈ. — ૪૬.

**બાઉએર, બ્રુનો** — Bauer, Bruno (૧૮૦૯ — ૧૮૮૨) — જર્મન આદર્શવાદી ફિલસૂફ, યુવાન હેગેલવાદીઓમાં મુખ્ય. માર્ક્સ અને એંગેલ્સે પોતાની કૃતિઓમાં એના દાર્શનિક વિચારોની વારંવાર કડક ટીકા કરી છે. — ૫, ૬, ૪૬.

**બાકૂનિન, મિખાઈલ આલેક્સાન્દ્રોવિચ** (૧૮૧૪ — ૧૮૭૬) — રૂસી ક્રાંતિકારી અને અરાજકતાવાદનો સિદ્ધાંતકાર, ૧૮૪૮-૪૯ની જર્મન ક્રાંતિમાં સક્રિય સામેલગીર, પ્રથમ ઈન્ટરનેશનલનો સભ્ય. તેણે પ્રથમ ઈન્ટરનેશનલમાં માર્ક્સ અને એંગેલ્સની વિરુદ્ધ ફાટફૂટની પ્રવૃત્તિ ચલાવીને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનમાં આગેવાનીનું સ્થાન ઝડપી લેવાના પ્રયાસો કર્યા હતા. તેને ૧૮૭૨માં ઈન્ટરનેશનલમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — ૯.

**બાઝારોવ (રૂદનેવ, વ્લાદીમિર આલેક્સાન્દ્રોવિચ)** (૧૮૭૪ — ૧૯૩૯) — રૂસી સામાજિક-લોકશાહીવાદી, અર્થશાસ્ત્રી, અને ફિલસૂફ. આદર્શવાદી દૃષ્ટિએ માર્ક્સવાદી ફિલસૂફીની સુધારણાના હિમાયતીઓમાંનો એક. લેનિને તેને અને બોગ્દાનોવને નવ-હ્યુમપંથી તથા નવ-બર્કલીપંથી સુધારણાવાદીઓ ગણાવ્યા હતા કારણ કે તેમના દાર્શનિક વિચારોમાં અઢારમી સદીના બ્રિટિશ ફિલસૂફો બર્કલી તથા હ્યુમના આદર્શવાદનું પુનરાવર્તન હતું. — ૭૦.

**બિસ્માર્ક, ઓટ્ટો** — Bismark, Otto (૧૮૧૫ — ૧૮૯૮) — પ્રશિયા અને જર્મનીનો રાજપુરુષ અને મુત્સદ્દી. તેણે બળજબરીથી જર્મન રાજ્યોનું એકીકરણ પ્રશિયાના વર્ચસ્વ હેઠળ કર્યું હતું, અને ૧૮૭૧ના જાન્યુઆરીથી જર્મન સામ્રાજ્યના રેઈખ-ચાન્સેલર તરીકે વીસ વરસ જર્મનીની ગૃહનીતિ અને વિદેશનીતિનું સંચાલન કર્યું હતું.

તેણે ૧૮૭૮માં સમાજવાદ-વિરોધી અસાધારણ કાનૂન જાહેર કર્યો, પરંતુ કામદાર વર્ગના આંદોલનને દબાવી દેવાની તેની બધી કોશિશો નકામી સાબિત થઈ ગઈ. એ કાનૂન ૧૮૯૦માં રદ કરવામાં આવ્યો હતો અને એ જ વરસ દરમિયાન બિસ્માર્કે રાજીનામું આપ્યું હતું. — ૪૦, ૮૧.

**બોગ્દાનોવ (માલીનોવ્સ્કી, આલેક્સાન્દર આલેક્સાન્દ્રોવિચ)** (૧૮૭૩ — ૧૯૨૮) — રશિયન સામાજિક-લોકશાહીવાદી, ફિલસૂફ, સમાજશાસ્ત્રી અને અર્થશાસ્ત્રી. બોગ્દાનોવે પોતાના જ 'અનુભવસિદ્ધ અદ્વૈતવાદની' પદ્ધતિ કાયમ કરવાનો પ્રયત્ન કર્યો. તેના અદ્વૈતવાદમાં માખના આત્મલક્ષી આદર્શવાદનું જ એક રૂપ અંકિત હતું. — ૭૦.

**બોહ્મ-બાવેર્ક, યૂજેન** — Böhm-Bawerk, Eugen (૧૮૫૧ – ૧૯૧૪) — મૂડીવાદી અર્થશાસ્ત્રી, અર્થશાસ્ત્રમાં કહેવાતી 'ઑસ્ટ્રિયન વિચારધારા'નો પ્રતિનિધિ. — ૭૧, ૭૨.

**બ્યુખનેર, લુડવિગ** — Büchner, Ludwig (૧૮૨૪–૧૮૯૯) — જર્મન ફિલસૂફ, વિકૃત ભૌતિકવાદનો પ્રતિનિધિ. — ૧૨.

**બ્રૂકેર, લુઈ દે** — Brouckére, Louis de (જન્મ ૧૮૭૦) — બેલ્જિયમની કામદાર પાર્ટીનો નેતા અને એક સિદ્ધાંતકાર, ૧૯૧૪ સુધી પાર્ટીનો ઉદ્દામપંથી આગેવાન. — ૭૫

**મ**

**માખ, એર્ન્સ્ટ** — Mach, Ernst (૧૮૩૮ – ૧૯૧૬) — ઑસ્ટ્રિયાનો ભૌતિકવિજ્ઞાની અને ફિલસૂફ, આત્મલક્ષી આદર્શવાદી. લેનિને 'ભૌતિકવાદ અને આનુભવિક મીમાંસા' નામે કૃતિમાં માખની ફિલસૂફી અને મુખ્ય કૃતિઓની સર્વાંગી છણાવટ અને ટીકા કરી હતી. — ૮૫

**માઝિઝની, ગિઉસેપ્પે** — Mazzini, Giuseppe (૧૮૦૫ – ૧૮૭૨) — ઇટાલીના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનો એક આગેવાન. તેણે ઇટાલીનું એકીકરણ "નીચેથી" સાધીને દેશને સ્વતંત્ર મૂડીવાદી પ્રજાસત્તાક બનાવવાનો કાર્યક્રમ રજૂ કર્યો હતો. તે બળવાને સંઘર્ષની મુખ્ય રીત ગણતો હતો. તેણે કાવતરાંની કાર્યનીતિ અપનાવી હતી. કિસાનોનાં હિતોની અવગણના કરી હતી, અને "શ્રમ તથા મૂડીના સહયોગ" મારફત કામદારોની સમસ્યાઓ ઉકેલવાની તરંગી નિમ્ન-મૂડીવાદી યોજનાનો પ્રચાર કર્યો હતો. — ૯

**માર્ક્સ, કાર્લ** — Marx, Karl (૧૮૧૮ – ૧૮૮૩) — વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપક. — ૫-૧૫, ૧૭-૩૨, ૩૭-૫૬, ૬૩, ૬૭, ૬૮, ૭૦, ૭૫, ૭૬, ૭૭, ૭૮-૮૪.

**માર્ક્સ, જેની** — Marx, Jenny (બાળપણનું પારિવારિક નામ — ફોન વેસ્ટફાલેન) (૧૮૧૪ – ૧૮૮૧) — કાર્લ માર્ક્સની ગૃહસ્વામિની, એમની સાચી મિત્ર અને સહાયિકા. — ૬

**માર્ક્સ, હેઇનરિખ** — Marx, Heinrich (૧૭૮૨ – ૧૮૩૮) — કાર્લ માર્ક્સના પિતા, ટ્રીરમાં બૅરિસ્ટર અને આગળ જતાં ન્યાયતંત્રના સલાહકાર. તેમના વિચારો ઉદારમતવાદી હતા. — ૫

**મિન્યે, ફ્રાંસુઆ ઑગ્યુસ્ત** — Mignet, François-Auguste (૧૭૯૬ – ૧૮૮૪) — ઉદારમતવાદી વિચારપ્રવાહનો ફ્રેંચ ઇતિહાસકાર. — ૧૯

**મિલેરાં, આલેક્સાન્દર-એતિએન** — Millerand, Alexandre-Etienne (૧૮૫૯—૧૯૪૩)—ફ્રેંચ રાજકારણી, ગઈ શતાબ્દીના છેલ્લા દાયકામાં સમાજવાદીઓ જોડે ભળી ગયો, ફ્રેંચ સમાજવાદી આંદોલનમાં તકવાદી પાંખનો આગેવાન. ૧૮૯૯માં પ્રત્યાઘાતી મૂડીવાદી સરકારમાં પ્રધાન.—૭૪, ૮૬.

**મોલેશોટ, જેકબ** — Moleschott, Jakob (૧૮૨૨—૧૮૯૩)—શરીરક્રિયા વિજ્ઞાની, વિકૃત ભૌતિકવાદનો એક મુખ્ય પ્રવક્તા.—૧૨

**મોસ્ત, જોહાન્ન** — Most, Johann (૧૮૪૬—૧૯૦૬)—જર્મન સામાજિક-લોકશાહીવાદી, પછી અરાજકતાવાદી. ૧૮૭૮માં સમાજવાદીઓની વિરુદ્ધ અસાધારણ કાનૂન ઘોષિત કરવામાં આવ્યો ત્યારે મોસ્તે ઇંગ્લૅંડ જઈને અને પછી ત્યાંથી અમેરિકા જઈને અરાજકતાવાદનો પોતાનો પ્રચાર ચાલુ રાખ્યો.—૪૦

**મ્યૂલબેર્ગેર, આર્થર** — Mühlberger, Arthur (૧૮૪૭—૧૯૦૭)—જર્મન પત્રકાર, પ્રુધોંવાદી. તેણે માર્ક્સવાદની ટીકા કરી હતી.—૬૮

### ર

**રિકાર્ડો, ડેવિડ** — Ricardo, David (૧૭૭૨—૧૮૨૩)—બ્રિટિશ અર્થશાસ્ત્રી, મૂડીવાદી ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રનો મુખ્ય પ્રતિનિધિ.—૨૮, ૫૩.

**રૂગે, આર્નોલ્ડ** — Ruge, Arnold (૧૮૦૨—૧૮૮૦)—જર્મન પત્રકાર, યુવાન હેગેલવાદી.—૬, ૪૬.

**રોડબેર્ટસ-યાગેત્સોવ, જોહાન્ન કાર્લ** — Rodbertus-Jagetzow, Johann Karl (૧૮૦૫—૧૮૭૫)—જર્મન અણઘડ અર્થશાસ્ત્રી.—૨૮

### લ

**લફાર્ગ, લાઉરા** — Lafargue, Laura (૧૮૪૫—૧૯૧૧)—ફ્રેંચ કામદાર આંદોલનની સક્રિય કાર્યકર, કાર્લ માર્ક્સની પુત્રી, ફ્રેંચ સમાજવાદી પૉલ લાફાર્ગની પત્ની.—૯, ૮૬.

**લાગાર્દેલ, જૂબેર** — Lagardelle, Hubert (૧૮૭૪—૧૯૫૮)—ફ્રેંચ રાજકારણી, અરાજકતાવાદી-સિન્ડિકેટવાદી, ફ્રાંસમાં અરાજકતાવાદી-સિન્ડિકેટવાદના ઇતિહાસ વિશે અનેક પુસ્તકોનો લેખક.—૭૫

**લાબ્રિઓલા, આર્તુરો** — Labriola, Arturo (૧૮૭૩—૧૯૫૯)—ઇટલીનો રાજકારણી, ન્યાયશાસ્ત્રી અને અર્થશાસ્ત્રી; ઇટલીના સિન્ડિકેટવાદી આંદોલનનો

એક આગેવાન; સિન્ડિકેટવાદના સિદ્ધાંતો વિશે અનેક પુસ્તકોનો લેખક. તેણે પોતાનાં પુસ્તકોમાં માર્ક્સવાદની "સુધારણા"ની કોશિશ કરી હતી. — ૭૫

**લાસાલ, ફર્ડિનાન્ડ** — Lassalle, Ferdinand (૧૮૨૫ — ૧૮૬૪) — નિમ્ન-મૂડીવાદી જર્મન સમાજવાદી; અખિલ જર્મન કામદાર સંઘની રચનામાં ક્રિયાશીલ (૧૮૬૩). કામદાર આંદોલન ઉપર એ સંઘનો પ્રભાવ લાભકર સિદ્ધ થયો. સંઘના અધ્યક્ષપદે ચૂંટાતાં લાસાલ તેને તકવાદી માર્ગે લઈ ગયો. — ૩૯, ૪૦.

**લીબ્કનેખ્ત, વિલ્હેલ્મ** — Liebknecht, Wilhelm (૧૮૨૬ — ૧૯૦૦) — જર્મન અને વિશ્વ કામદાર આંદોલનનો એક મુખ્ય નેતા, જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના આયોજકો અને નેતાઓમાં મુખ્ય. પ્રથમ ઈન્ટરનેશનલમાં સક્રિય સામેલગીર અને બીજી ઈન્ટરનેશનલનો સંગઠનકર્તા. — ૪૦

**લોંગે, જાં** — Longuet, Jean (૧૮૭૬ — ૧૯૩૮) — ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો અને બીજી ઈન્ટરનેશનલનો એક આગેવાન, પત્રકાર, શાર્લ લોંગે અને જેન્ની માર્ક્સનો પુત્ર. — ૯

**લોંગે, જેની** — Longuet, Jenny (૧૮૪૪ — ૧૮૮૩) — વિશ્વ કામદાર આંદોલનની કાર્યકર, કાર્લ માર્ક્સની સૌથી મોટી પુત્રી, ફ્રેંચ કામદાર આંદોલનના નામાંકિત આગેવાન શાર્લ લોંગેની પત્ની. — ૯

**લોંગે, શાર્લ** — Longuet, Charles (૧૮૩૯ — ૧૯૦૩) — ફ્રેંચ કામદાર આંદોલનનો કાર્યકર, પત્રકાર, કેટલાંય વરસો સુધી પ્રથમ ઈન્ટરનેશનલના સામાન્ય પરિષદનો સભ્ય. — ૯

## વ

**વિલિખ, અઉગૂસ્ત** — Willich, August (૧૮૧૦—૧૮૭૮) — પ્રશિયાનો લશ્કરી અફસર, કોમ્યુનિસ્ટ લીગનો સભ્ય, ૧૮૫૦માં પાર્ટીથી અલગ થઈ જનાર એક સંકુચિત અવિચારી જૂથનો આગેવાન. — ૩૯

**વેન્દરવેલ્દે, એમીલ** — Vandervelde, Emile (૧૮૬૬ — ૧૯૩૮) — બેલ્જિયમની કામદાર પાર્ટીનો નેતા, બીજી ઈન્ટરનેશનલના આંતરરાષ્ટ્રીય સોશ્યાલિસ્ટ બ્યુરોનો અધ્યક્ષ, અત્યંત તકવાદી. — ૭૫

**વેસ્ટફાલેન** — જુઓ માર્ક્સ, જેની.

**વેસ્ટફાલેન, ફર્ડીનાન્ડ ઓટ્ટો** — Westphalen, Ferdinand Otto

(૧૭૯૯ – ૧૮૭૬) – પ્રશિયાનો રાજપુરુષ, રાજશાહીવાદી, કાર્લ માર્ક્સ નો સાળો, પ્રશિયાનો ગૃહપ્રધાન (૧૮૫૦-૫૮). તેની નીતિ પ્રત્યાઘાતી હતી. – ૬

**શ**

**શાપર, કાર્લ** – Schapper, Karl (૧૮૧૨ – ૧૮૭૦) – જર્મન અને આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનનો એક કાર્યકર, કોમ્યુનિસ્ટ લીગની કેંદ્રીય સમિતિનો સભ્ય, ૧૮૫૦માં લીગના સંકુચિત અવિચારી જૂથનો એક આગેવાન. તેણે ૧૮૫૬માં પોતાની ભૂલો સમજી લીધા પછી ફરી વાર માર્ક્સ તથા એંગેલ્સનો સંપર્ક સાધ્યો હતો. – ૩૯

**સ**

**સ્ટાઇન, લોરેંજ** – Stein, Lorenz (૧૮૧૫ – ૧૮૯૦) – જર્મન મૂડીવાદી ન્યાયશાસ્ત્રી, ઇતિહાસકાર, અને અણઘડ અર્થશાસ્ત્રી. તેના વિચારોમાં આદર્શવાદ અને ભૌતિકવાદનું મિશ્રણ હતું. – ૧૫

**સ્મીથ, એડમ** – Smith, Adam (૧૭૨૩ – ૧૭૯૦) – બ્રિટિશ અર્થશાસ્ત્રી, મૂડીવાદી ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રનો મુખ્ય પ્રતિનિધિ. – ૨૪, ૫૩.

**હ**

**હક્સલી, થોમસ હેનરી** – Huxley, Thomas Henry (૧૮૨૫ – ૧૮૯૫) – બ્રિટિશ પ્રકૃતિ-વિજ્ઞાની, તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં હ્યુમવાદી પણ પ્રકૃતિ વિજ્ઞાનના વાસ્તવિક સવાલોની બાબતમાં પૂર્ણ રૂપે ભૌતિકવાદી. – ૧૨

**હેગેલ, ગેઓર્ગ ફ્રેડરિક વિલ્હેલ્મ** – Hegel, Georg Friedrich Wilhelm (૧૭૭૦ – ૧૮૩૧) – મહાન જર્મન વસ્તુનિષ્ઠ આદર્શવાદી ફિલસૂફ. તેણે આદર્શવાદના આધારે દ્વંદ્વાત્મક વિકાસના પોતાના સિદ્ધાંતો ઘડી કાઢ્યા હતા.

માર્ક્સ અને એંગેલ્સે હેગેલના આદર્શવાદી દ્વંદ્વવાદનું ટીકાત્મક પૃથક્કરણ કરીને ભૌતિકવાદી દ્વંદ્વવાદના સિદ્ધાંતો ઘડી કાઢ્યા. એ સિદ્ધાંતોમાં વસ્તુગત જગત અને માનવીય ચિંતનના વિકાસના સામાન્ય નિયમો અંકિત છે. – ૫, ૧૦, ૧૧, ૧૪, ૪૩, ૫૨, ૬૯.

**હોલિયોક, જ્યોર્જ જેકબ** – Holyoake George Jacob (૧૮૧૭ – ૧૯૦૬) – બ્રિટિશ સહકારી આંદોલનનો કાર્યકર્તા, સુધારાવાદી. – ૩૮

**હ્યુમ, ડેવિડ** – Hume, David (૧૭૧૧ – ૧૭૭૬) – અંગ્રેજી ફિલસૂફ, વસ્તુનિષ્ઠ આદર્શવાદી, અજ્ઞેયતાવાદી. – ૧૨

В. И. Ленин

КАРЛ МАРКС И ЕГО УЧЕНИЕ

*на языке гуджарати*